૫૫૯૧

श्रीशंकर

# विद्यार्थी.

એટલે

અભ્યાસ કરંનારા છોકરાઓએ પાળવાના નિયમો વિષેનિબંધ,

લખનાર

રામરાવ નારાયણ પ્રધાન

ક્લાર્ક વડોદરા રેસીડન્સી

વડોદરા.

ફત્તેસિંહ અને અમદાવાદ
હિંદુસ્તાન પ્રેસમાં છાપ્યો.
આર્ય સંવત્ ૧,૯૬,૦૮,૫૨,૯૯૧ વિક્રમ સંવત્ ૧૯૪૮.

કિંમત ત્રણ આના

श्रीशंकर.

# પ્રસ્તાવના.

પૂર્વકાળના જે આર્યજનો વેદાજ્ઞા પ્રમાણે વર્તન કરી બળ, બુદ્ધી અને પરાક્રમથી જગતમાં સર્વત્ર વિખ્યાત થયા, તેજ આર્યોની સાંપ્રતકાળની પ્રજા વેદાજ્ઞાનું ઉલ્લંઘન કરી અનેક દુર્વર્તન આચરવા લાગ્યાથી દિવસે દિવસ નબળી, અશક્ત, વીર્યહીન થતી જતી અને અલ્પાયુષ્ય ભોગવતી જોવામાં આવેછે. એ દુર્વર્તનનું મૂળ વિશેષેકરી બાળપણથીજ છે. વાસ્તે છોકરાઓને તેમના શિક્ષણ સમયમાંજ જો, ધર્મનિયમ પ્રમાણે વર્તવાથી થતા શારિરીક તથા દેશહિતના લાભાલાભવિષે જાણીતા કર્યા હોય તો તેથી દુર્વર્તનનો ઘણે અંશે નાશ થતો જઇ, મુખ્યતો બળ, બુદ્ધી, પરાક્રમ અને તેજનું મુખ્ય કારણ જે વીર્યરક્ષા તે જેમ જેમ થતી જશે તેમતેમ આર્યપ્રજા ઉત્તરોત્તર પાછી ઉન્નતિ પામતી જશે. એમ ધારી વિદ્યાર્થી વયમાં પાળવાના નિયમો સકારણ બતાવવાનો યથામતિ પ્રયત્ન આ લઘુતમ પુસ્તકમાં કર્યોછે. તેનો યથાયોગ્ય ઉપયોગ થયેથી હું મારા પરિશ્રમની કૃતકૃત્યતા માનીશ.

ગુર્જરભાષામાં પુસ્તક લખવાનો મારો આ પ્રથમજ પ્રયત્ન અને તેમાં ગુર્જરભાષા મારી સ્વભાષા ન હોવાથી આ પુસ્તકમાં કાંઇ ભૂલચુક થઇ હોય તે વિદ્દજ્જન ક્ષમા કરશે.

મીતિ અશ્વિન શુ।। ૧ શનિવાર
સંવત ૧૯૪૮ શકે ૧૮૧૪ સન ૧૮૯૨
વડોદરા. ગુજરાત.

રામરાવનારાયણપ્રધાન.
ક્લાર્ક વડોદરા રેસીડેન્સી

श्री शंकर.

# વિદ્યાર્થી.

॥ यस्माज्जातं जगत्सर्वम्  यस्मिन्नेव विलीयते ॥
॥ येनेदं धार्यते चैव  तस्मै परमात्मने नमः ॥ १ ॥

આ જગત્ જેનાથી ઉત્પન્ન થયું છે એટલે જેની અનંત શક્તિ અને અપાર સામર્થ્યથી આ જગતની ઉત્પત્તિ થઇ છે, અને જેની શક્તિથી જગત્ ધારણ કરાયુ છે. અર્થાત્ જગત નિયમીત અવસ્થામાં સ્થીર રહ્યું છે, અને પ્રલય સમયે જેની શકિતના પ્રભાવમાં જગત લીન થાય છે એવા જે આ વિશ્વના અંતર્યામી ઇશ્વર તેને હું નમસ્કાર કરૂં છું.

તે પરમ કૃપાળુ પરમાત્માએ સૃષ્ટીમાં અનન્ત પ્રાણી ઉત્પન્ન કર્યાં, તેમાં સર્વથી શ્રેષ્ઠત્વ જેને પ્રાપ્ત થયું છે એવા જે પ્રાણી તેને મનુષ્ય એવી સંજ્ઞા આપી છે. કારણ કે જેને મનન કરવાની શક્તિ હોવાથી સારાસાર વિચાર કરી જગતને સુખ રૂપ એવા આચરણ કરવાને યોગ્ય હોવાથી એ પદ આપ્યું છે. અને એ પદને યોગ્ય એવી અવસ્થા પ્રાપ્ત થવાને માટે પરમ પવિત્ર એવી જે વેદવિદ્યા તે.

પરમ કારૂણિક પરમાત્માએ પોતાની પ્રેરણાથી ઋષિદ્વારા પ્રગટ કરી તેને અનુસરી સર્વ વ્યવહાર ચલાવવાને સુગમ પડવા માટે સદ્વિદ્યાનું શિક્ષણ મળવા અવશ્યકતા જણાતા આર્ય પૂર્વજ મહાત્મા ઋષિમુનિઓએ જે પઠન પાઠન ક્રમ તથા વ્યવહાર વ્યવસ્થાના નિયમો બાંધ્યા છે તે મહાત્માઓને હું નમન કરી મારા વિષયનો આરંભ કરૂં છું.

## વિષયારંભ.

મારા વિદ્યાર્થી બંધવો ! જે વયમાં માણસ અનેક વિદ્યા, જ્ઞાન, ગુણ સંપદાન કરી પછી યુવાવસ્થામાં ધન સંપદાદિ મેળવી યથેચ્છ સુખોપભોગ લે છે, જે વયમાં માણસ વિવિધ વિષયનું જ્ઞાન સંપાદન કરી પછી ગૃહસ્થાશ્રમમાં દેશહિતના અનેક કામો કરી સ્વદેશબાંધવોની સેવા બજાવી કીર્તિ મેળવે છે, જે વયમાં મનુષ્ય નીતિજ્ઞાન વ્યવહારાદિક જ્ઞાન શીખી પછી સંસાર પ્રપંચમાં ન્યાયનીતિથી તથા દૂરદર્શીપણાથી વર્તી કોઇથી છેતર્યા ન જતાં ધૂર્તોથી પોતાનું તેમ બીજાનું સંરક્ષણ કરે છે, તે વયમાં માણસનો ધર્મ નિયમ પ્રમાણે વર્તી વીર્ય ( ધાતુ ) જાળવે તો તે આગળ જતાં પોતાના શોર્યથી પોતાના દેશનું સંરક્ષણ કરે અને નિરોગી સ્થીતીમાં ઘણી લાંબી જીંદગી ભોગવે, જે વયમાં માણસ પરમાર્થતત્વનું જ્ઞાન મેળવી પરોપકાર કરી છેવટ પરમપદ પામે, ટૂંકામાં આ દુનિયામાં મનુષ્યનું કર્તવ્ય બજાવી દેહ ધારણ કર્યાનું સાફ-

ક્ય મેળવવાનું સાધન પૂર્વવય ( જે વિદ્યાર્થી વય તેજ ) હાલ ભોગવો છો; તો તમારા પોતાના ભાવી ઐહિક પારમાર્થિક સુખાર્થે તથા તમારા હાથથી બજાવવાની દેશ સેવામાટે આ અતિ મહત્વ વિદ્યાર્થી વયમાં વર્તવાના નિયમો જાણવાની સહુ કોઇને ઇચ્છા થવી એ સ્વાભાવિક છે, અને તેથીજ આ યથામતિ લખેલો "વિદ્યાર્થી" નામનો નિબંધ હું તમારી આગળ સાદર કરૂં છું. તે મનન કરી હંસન્યાય પ્રમાણે સાર ગ્રહણ કરી તે પ્રમાણે વર્તન કર્યાથી તેમાં તમારૂં તથા તમારા દેશનું હિત છે અને તે બદલનું વિશેષ ભૂષણ તમારા સારા વાસ્તે સર્વોપરિ શ્રમ લેનાર તમારા ગુરૂશ્રેષ્ઠોને છે.

મારા આર્ય બંધુઓ ! તમે જો કે વિદ્યાર્થી સ્થીતિમાં છો અને તમારી સ્થીત્યનુસાર નિયમ પ્રમાણે વર્તો છો એવું કહીએ તો પણ હાલના સમય પ્રમાણે જોતાં વિદ્યાર્થીને પાળવાના વર્તન વ્યવહારના નિયમ તમે પૂર્ણ અને સકારણ જાણ્યા નથી; તેથી સહેજ પ્રમાદ થઈ નુકસાન ખમવું પડે એ સ્વાભાવિ છે, તેથી એ નિયમો તમારે અવશ્ય જાણવા જોઇએ એ વિષે આપણા પરમ પૂજ્ય આર્ય પુર્વજ ઋષિ મુનિયો કે જેમણે પરોપકાર બુદ્ધિથી અનેકવિષય ઉપર ઘણા ગ્રંથ લખ્યા છે, તેમણે આ વિદ્યાધ્યયનકાલસંબંધી મનુસ્મૃતિ ઇ. ધર્મ શાસ્ત્રોમાં નિયમો લખ્યાછે.

તે નિયમો લખતાં મહાત્મા મનુજીએઆયુષ્યના ચાર ભાગ

કર્યા છે, તે બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ. આ પ્રત્યે કને "આશ્રમ" એ સંજ્ઞા છે. એમાંથી પેહેલો જે બ્રહ્મચર્યાશ્રમ એ બીજા ત્રણે આશ્રમની સાધન સંપત્તી કરવાનો એટલે તયારીનો આશ્રમ છે. બ્રહ્મ એટલે વેદ અથવા જ્ઞાન એવો અર્થ થાય છે, અને તે જ્ઞાન સંપાદન કરવાની દીક્ષા લઇ આચરણ કરવું તેનું નામ બ્રહ્મચર્ય. અને એ પ્રમાણે બ્રહ્મચર્ય પાળનાર એ બ્રહ્મચારી. બ્રહ્મચર્ય પાળવાનું વ્રત લીધું વાસ્તે વ્રતી; બટુક અથવા વિદ્યાર્થી કેહેવાય છે. છોકરો આઠ વરસની ઉમરનો થાય એટલે તેને સામાન્ય જ્ઞાન આવે છે. તે વખતથી તેના બ્રહ્મચર્યનો આરંભ થાય છે. ને તેની દીક્ષા લેવાની જે ક્રિયા તે વ્રતબંધ કે મુંજીબંધનના નામથી ઓળખાય છે. આ બ્રહ્મચર્યનો કાલ વીસ પચીસ વરસની ઉમર સુધી ગણાય છે, ને પછી ગૃહસ્થાશ્રમ માંડવો.

પૂર્વકાલમાં બ્રહ્મચારી એટલે વિદ્યાર્થીને અધ્યયન પુરૂં થતાં સુધી ગુરૂને ઘેર રહેવું પડતું; તે કાલમાં કુલગુરૂ અથવા મહર્ષિઓના આશ્રમ એજ મોટામોટા વિદ્યાપીઠો હતાં. તે મહર્ષિઓ વિદ્વાન તપસ્વી, શાંત, દાંત, દયાળુ, વયોવૃદ્ધ, નિર્લોભી, અધ્યયન અધ્યાપન વિષે તત્પર એવા હતા. મોટમોટા સાર્વભૌમ રાજાઓના પુત્રો પણ અધ્યયનવાસ્તે ગુરૂઘેર વાસ કરતા. મહર્ષિઓ અધ્યાપન એ આપણો એક ધર્મજ છે એમ સમજી કેવળ નિરપેક્ષબુદ્ધિથી કરાવતા હતા, અને તેમના આશ્રમમાં શેકડો વિદ્યાર્થીઓ અધ્યયન કરતા હતા. જ્યા-

શ્રમો નગરવસ્તીથી દુર હતા અને તેમની આસપાસ બીજા ઋષિમુ-
નિયોના આશ્રમો હતા. એ રીતે આશ્રમો લોકવસ્તીથી દુર હોવાથી
વિદ્યાર્થીને નગરમાં રહ્યાથી અલ્પ-વયમાં જે દુસ્સંગ લાગવાનો
સંભવ હોય છે તે અને વિદ્યાને અંતરાય કરનાર માતાપિતા તથા
આપ્તજન ઇત્યાદિનું લાલન, ઘરના માણસસાથે રહ્યાથી સેહેજ
ઉત્પન્ન થતા આલસ્યાદિ દોષ અને આખો દિવસ નજર આગળ
આવતા ગૃહસ્થ શ્રમીયોના અનેકવિધ સામાન્ય વ્યવહારોથી સેહે-
જમાં થતું ચિત્તનુઆકર્ષણ અને વૃત્તિનું ચાંચલ્ય તેમજ શેહેરમાંની
રોગોત્પાદક હવા તથા પાણી ઇત્યાદિ વાતો સેહેજ ટળતી, તેની સાથે
ગુરૂને ઘેર વર્તવા કેટલાક નિયમો પણ પાળવા પડતા તેથી બ્રહ્મચર્ય
પળાતું.

હાલના બોર્ડિંગોમાં વિદ્યાર્થીઓને માટે પૂર્વકાળને અનુસરતા નિ-
યમોની વ્યવસ્થા ન હોવાથી કુમળી વયમાં રોગના ભોગ થઈ પડેલા
કેટલાએક સરસ્વતીસદનમાં પ્રયત્ન કરી પ્રાપ્ત કરેલી પદવીનો પૂર્ણ
લાભ ન લેતાં ચાલ્યા જાય છે, તેનો અટકાવ થવા માટે બ્રહ્મચર્યાદિકના
નિયમ થવાની જરૂર છે તો તે નિયમો તથા તેથી થતા લાભ નીચે
બતાવું છું.

છોકરો આઠ વરસનો થઈ તેને સામાન્ય જ્ઞાન આવે એટલે તે-
નો પિતા પોતાના કુળગુરૂ ઋષિને અથવા બીજા કોઈ ઋષિને પોતા

ના ઘેર તેડી લાવતો, અને શુભમુહુર્ત ઉપર તે ઋષિ તે છોકરાને બ્રાહ્મગાયત્રી મંત્ર આપી પછી તેને પોતાના આશ્રમે લઈ જતા, અને પ્રથમ ગુરૂ, પિતા, માતા, મોટાભાઈ ઇત્યાદિ તથા શ્રેષ્ઠોની મર્યાદા (અદબ)શી રીતે રાખવી તે તેને શીખડાવતા. તે એવી રીતે કેઃ—

आचार्यो ब्रह्मणो मूर्तिः पितामूर्तिः प्रजापतेः।
माता पृथिव्याः मूर्तिस्तु भ्राता वै मूर्तिरात्मनः॥२२५॥
यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम्।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥ २२७॥
तयोर्नित्यं प्रियंकुर्यादाचार्यस्य च सर्वदा।
तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ २२८ ॥
तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते।
नतैरभ्य ननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥ २२९ ॥

અર્થ—આચાર્ય ( ગુરૂ ) એ પરમાત્માની મૂર્તિછે, પિતા એ બ્રહ્માની મૂર્તિછે, માતા એ પૃથ્વીની મૂર્તિછે. અને સગોભાઈ એ પોતાનીમૂર્તિ-છે ॥૨૨૫॥ છોકરાને જન્મ આપી ઉછેરવામાં માબાપને જે દુઃખ સહન કરવા પડે છે તથા સંભાળ રાખવી પડે છે તેનો બદલો સો વર્ષ સુધી સેવા કર્યાથી પણ વાળી શકાતો નથી ॥ ૨૨૭ ॥ માટે તેઓ-ને અને આચાર્યને જે પ્રીય લાગે તે દરરોજ કરવું. કારણ માતાપિતા અને આચાર્ય એ જ્યારે સંતુષ્ટ થાય ત્યારે સર્વ તપની સિદ્ધિ થઈ એ-મ જાણવું ॥ ૨૨૮ ॥ માતાપિતા અને આચાર્ય એ ત્રણની સેવાનેજ

"ઉત્તમ તપ" કહેછે. કારણ તેઓની સેવાથી સર્વ તપના ફળની પ્રાપ્તિ થાયછે. માટે જ્યારે કાંઈ બીજા ધર્મનું આચરણ કરવું હોય તો ત્રણેની સંમતિવિના કરવું નહીં ॥ ૨૨૯ ॥

તે આવે એટલે ઉઠી ઉભા થવું, તે બેસા પછી બેસવું.

તે ઉપદેશ કરે તેની રીસ માનવી નહી, તેમનો ઉપદેશ છોકરાના સારા વાસ્તેજ હોય છે.

તેમને સામો ઉત્તર નમ્રતાથી આપવો.

તે પુછે તેટલાનો જવાબ આપવો.

તે બોલતા હોય તેમાં ડાહાપણ ડોળવું નહીં.

તે કાંઇ કહે ત્યારે પાસે આવી સાંભળવું, તે પુછે તેનો જવાબ પાસે આવી આપવો.

તે ઉભા ઉભા પુછે તો ઉભા થઈ જવાબ આપવો; બેઠા બેઠા પુછે તો ધીમેથી પાસે જઇ બેશી જવાબ આપવો; સુતા સુતા પુછે તો પાસે જઇને વાકા વળી જવાબ આપવો. તે આવતા હોય ત્યારે બાજુએ થવું. તેમના દેખતાં છીંક કે બગાસું આવે તો મુખ એક બાજુ કરી આડું લુગડું લગાડવું. તે સુઇ ઉઠે તે પેહેલાં ઉઠવું. તે કામ કહે તે લક્ષ્ય પૂર્વક કરવું. તે આજ્ઞા કરે તો તે માનવી તેમાં ડાહાપણ ડોળવું નહીં. તેમના સાથે બોલવું તે અરધા બોલ બોલવુ નહીં; સાફ ઉચ્ચારથી સમજાય તેમ માટે સાદ પણ નરમાઈથી

બોલવું. મનની શંકા પુછી સમાધાનકરી લેવું. તેમની સાથે હસતા હસતા મશ્કરીમાં શ્લેષાર્થથી અથવા આલંકારિક શબ્દથી બોલવું નહીં, તેમના દેખતા બીજાની મશ્કરી કરવી નહીં, તેમ શ્લેષાર્થથી અથવા આલંકારિક શબ્દે બોલવું નહીં. હસતા હસતા ઉત્તર આપવું નહીં, તેમ તેમનાં દેખતા હસવું નહીં, હસવું આવે એવા ધોરણનું તેમનું બોલવું હોય તો જરા હાસ્ય વદન કરવું. તેમના દેખતા નાક છીંકરવું નહીં, લીંટ કાઢવી નહી, અંગ ઉઘાડી ખંજોળવું નહીં, પગ લાંબા કરવા નહીં, સુવુ નહીં, જોરથી પગ અફાળતા ચાલવું નહીં. પગપરપગ ચઢાવી પલાંઠીવાળી બેસવું નહીં, અઢેલીને બેસવું નહીં એ વગેરે( અદબ એટલે )મર્યાદા પાળવાની રીતો સમજાવવામાં આવતી. એ રીતે ન વર્તનાર ઉદ્ધત અથવા અડાણીમાં ગણાય છે, સભ્યમાં ગણાતો નથી. સભ્યતાની રીત ભાત જાણનારને અંગ્રેજીમાં "પાલીશડ મ્યાન અથવા મ્યાન આફ એટિકેટ" કહે છે વાસ્તે સભ્યતાથી વર્તવાની નાનપણથી ટેવ રાખવી.

હવે જે પાળવાના નિયમો કહ્યા તેઃ—

**ब्राह्मे मूहूर्त्ते उत्थाय चोपस्पृश्य पयस्तथा ॥**
**त्रीराचम्य ततःप्राणांस्तिष्ठन्मौनो समाहितः ॥ १. १७ ॥**
**अद्दैवतैः पावित्रैस्तु कृत्वात्मपरिमार्जनं ॥**

**सावित्रीं च जपांस्तिष्ठेदासूर्योदयनात्परा ॥ १. १८ ॥**
**अग्निकार्यं ततः कृत्वा प्रातरेव व्रतं चरेत् ॥**
**गुरवेतु ततःकुर्यात्पादयोरभिवंदनम् ॥ १. १९ ॥**

विष्णुस्मृति.

અર્થ—બ્રહ્મચારીએ પ્રાતઃકાલે બ્રાહ્મસમયે એટલે પાછલી પોહોર રાત્રી છતાં ઉઠવું અને દિગ્વિધિ, મુખમાર્જનવિધિ કરી સ્નાન કરી સંધ્યાવંદન પ્રાણાયામ, ગાયત્રીમંત્ર જપ, અગ્નિકાર્ય ઇ. સૂર્યોદય સુધી કરી પછી ગુરૂને અભિવંદન કરી અભ્યાસ કરવા આરંભ કરવો.

ઉપલા શ્લોકોનું સ્પષ્ટિકરણ—પાછલી પોહોર રાત્રી એટલે પરોઢીઆના ચાર વાગવાના વખતને શાસ્ત્રમાં બ્રાહ્મવેળા, આનંદસમય અથવા આનંદવેળા કહી છે, અને ખરેખરજ તે આનંદ વેળાજ છે. માણસ સંસાર તાપથી ગમે તેવું પીડિત હોય પણ આ પાછલી રાત્રે તેનો જીવ કેવો શાંત થાય છે! તે વખત જો આપણે લક્ષ્ય લગાડી જોશું તો સર્વ સૃષ્ટિ શાંત અને આનંદમયજ લાગશે! પ્રભાતના સમયનો મંજુલશીતલ પવન, જગન્નિયંતાના જાણે ગુણગાતા હોય એવા નાનાવિધ પક્ષીના મંજુલગીત, તેની સાથે છાસ કરતી સ્ત્રીયોના રવીનો ગંભીર ઘમઘમ શબ્દ, દળતી સ્ત્રીયોના શ્રમહારક ઈશ્વર સ્તુતિપર અથવા માયિક ગીતોના શબ્દ, હરિજનોના ભૈરવી રાગમાં ગવાતા ઈશ્વર ગુણાનુવાદનો પ્રેમલ સુ-

સ્વર, પ્રેમલ ભક્તના હરેહરે, રામરામ, હરહર, હરોમ્ શબ્દ, વિદ્યાર્થીઓના પઠન ઘોષના કોમળ શબ્દ; આ બધું સાંભળી મન કેવું આનંદમય થાય છે! અને તે વખત માણસની સેહેજ આંખ ઉઘડેજ! એમ છતાં પણ કોઇ આળસુ જો ન ઊઠે તો તેને વાસ્તે ઘણે ખરે ઠેકાણે આ વેળાએ ચોઘડીયાં વાગે છે. એના અવાજ સાંભળી પણ કેટલાક ઊઠતા નથી; વાસ્તે આવી આનંદ વેળાએ ઊઠી જે આનંદદાયક સૃષ્ટિકર્તા નિયંતાને નથી સ્મરતો તેને ચોઘડીયાં " ધિક્તાન્ ધિક્તાન્ ધિક્તાન્ " એટલે " તેઓને ધિક્કાર, તેઓને ધિક્કાર, તેઓને ધિક્કાર! એવું પોકારી કહે છે! બીજું વૈધક વિચાર પ્રમાણે જોતા પણ પ્રભાતમાં ઉઠવું આરોગ્યકારક બલવર્ધક છે. વળી કોઈ કવિએ કહ્યુ છે કેઃ—

રાતે વેહેલા જે સુઇ, વેહેલા ઊઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર.

આ દોહરાનો અર્થ સહુ કોઇ જાણે છે, વાસ્તે હું અંહી કેહેતો નથી. માણસ ઉઠ્યા પછી દિગ્વિધિ મુખમાર્જન વિધિ થતાં સુધી સુસ્તી ઉડતી નથી અને હોશીયારી આવતી નથી. તેમ મનને સ્વચ્છ પણ લાગતું નથી. વાસ્તે ઉઠ્યા બરોબર એ ક્રિયાઓ પેહેલા આટોપી લેવી જોઇએ. એ થયા પછી સ્નાન કરી લેવું. સવારમાં સ્નાન એ પણ સુસ્તી ઉડાડેછે, અને માણસને પોતાનેજ સ્વચ્છ લાગે છે. સ્નાન કર્યા પછી ટાઢ પણ લાગતી નથી, અને શરીરમાં ચપલતા તથા

ફુરતાઇ જણાય છે, અર્થાત પ્રાતઃ સ્નાન એ બળવર્ધક છે, અને એ બદલને અનુભવ ઘણા જણને છે. સ્નાન પછી સંધ્યાવંદન કહ્યું છે. સંધ્યા વંદન એટલે ઇશ્વરસ્તુતિ એવો સાધારણ અર્થ છે. પરંતુ એને સંધ્યાવંદન નામ પડવાનું વિશેષ કારણ છે. અને તે કેહેતા પેહેલા થોડોક ખુલાસો આપું એટલે કારણ સેહેજ કળાશેઃ—

આ આપણી પૃથ્વીને મુખ્ય જીવનાધાર સૂર્યછે. સૂર્યમાંથી નિરંતર પ્રાણપ્રવાહ પૃથ્વી તરફ વહ્યા કરે છે, અને તેજ પ્રમાણે ચંદ્રમાંથી પોષક પ્રાણપ્રવાહ વહે છે. જો કોઇ ઝાડ આપણે ઘરમાં મુક્યું હોય તો તે ફીકું નિસ્તેજ નબળું થશે પણ તેને અજવાળામાં મુકીશું તો તે સતેજ જણાશે. તેમજ જે માણસ બહાર હરતા ફરતા નથી તે અશક્ત હોયછે અને બહાર હરનાર ફરનાર સશક્ત હોય છે આ ઉપરથી સૂર્ય ચંદ્ર એ આપણી પૃથ્વીને નિરંતર પ્રાણ પ્રવાહ આપે છે એ વાત ધ્યાનમાં આવશે. અને તેથીજ આપણા આર્ય પૂર્વજોએ સવારે પૂર્વાભિમુખ અને સાંયકાળે પશ્ચિમાભિમુખ રહીને સંધ્યોપાસનાદિક કર્મ કરવાની આજ્ઞા કરેલી છે. કારણ કે સૂર્ય એ વર્ધક ઉષ્ણ પ્રાણ છે અને સાંયકાળ એ દિવસ રાત્રીનો સંધિકાળ હોવાથી તે બન્ને વખત બન્ને પ્રાણનો સંયોગ હોય છે. માણસના પ્રાણનો આ બન્નો પ્રાણ સાથે નિકટ સંબંધ હોવાથી માણસનો દિવસે ચંદ્રસ્વર ( એટલે દિવસે ડાબાનાકમાંથી શ્વાસ ) ચાલેછે તેને ઇડાનાડી અથવા ચંદ્રનાડી કહે છે. અને રાત્રીએ સૂર્યસ્વર ( એટલે જમ

ણા નાકમાંથી શ્વાસ ચાલવો તે ) ચાલેછે તેને પિંગળા અથવા સૂર્યનાડી કહે છે. અને સંધિકાળમાં બન્નેસ્વર ચાલેછે તેને સુષુમ્ના કેહે છે. એ સ્વર સંબંધી બીજી ઘણી બાબતો જાણવાની છે. અને તે પ્રમાણે કેટલાક લોકો ખાવું, પીવું, ફિરવું. સુવું વ૦ વ્યવહાર સ્વરોદયશાસ્ત્રના નિયમ પ્રમાણે કરે છે. પરંતુ તે કહેવું અહીં પ્રશસ્ત નથી. અહીંનો માત્ર એટલુજ કેહેવાનું છે કે સંધિસમયે બન્ને સ્વરનું સંયોજન હોવાથી તે કાલમાં માણસનું મન સંકલ્પ વિકલ્પ રહિત, શાંત થઇ એકાગ્ર થાયછે. તે કાલ ઘણોજ સૂક્ષ્મ છે. એમાં વખતે મરણ પણ થઇ જાય. એજ વખત એકાગ્રચિત્તે ઇશ્વર ભક્તિ કરવા વાસ્તે ઘણો કામનો છે. અને એ સંધિકાળમાં જે ઇશ્વર પ્રાર્થના કરવી તેજ સંધ્યાવંદન. હવે સેહેજ ધ્યાનમાં આવ્યું હશે કે દિવસે માણસથી ઘડનાર અનેકવિધ પાપનો નાશ થવા સાંયકાળે સંધિસમયે અને રાત્રીએ ઘડનારા પાપ ધોવાઇ જવાસારૂ પ્રાતઃકાળે સંધિસમયે પરમકૃપાળુ, જગદુત્પાદક, જગત્પાલક પરમેશ્વરનું એકાગ્રચિત્તે સંધ્યાવંદન કરવું ઘણું જરૂરનું છે. આ સંસારમાં પરમેશ્વરની ભક્તીજ માણસને યશ કારક દુઃખહારક સુખદાયક છે. વાસ્તે આ સંધિસમયે બીજા કામધંધામાં ફુરસદ લઇ નિયમીત વખતે નિરાલસ્યથી તે અવશ્ય કરવીજ જોઇએ.

સંધ્યાવંદનમાં પ્રાણાયામ એ એક મુખ્ય ભાગ આવે છે. નિત્યના ખાનપાનાદિ વ્યવહારથી નાડીયોમાં મેલ ભરાઇ રહી સૃષ્ટિ નિયમ પ્રમાણે સંધિસમયે સુષુમણાનાડી બરોબર ચાલતી નથી અને પછી

દિવસનો અને રાત્રીની નાડીઓ પણ નિયમીત રીતે ન ચાલવાથી અનેક રોગાદિ વિકૃતિઓ થાય છે. અને શરીર રોગી થાય છે. વાસ્તે સંધિસમયે મુખ્ય સુષુમણાને બરાબર ચલાવવાની જે ક્રિયા સંધ્યાવંદનમાં કરવામાં આવે છે તેને પ્રાણાયામ કહે છે. પ્રાણાયામ એટલે શ્વાસપ્રશ્વાસની ગતીનો અવરોધ કરી પ્રાણને રોકવો તેનું નામ પ્રાણાયામ. પ્રાણવાયુ ચલાયમાન થાય તો ચિત્ત ચલાયમાન થાય, તથી અનેક તરેહના મનોવિકાર થતાં અપકવવીર્યનો શ્રાવ થવાથી બળ બુદ્ધિનો નાશ થતા શરીર સંપતીનો નાશ થાય છે, તેથીજ સાંપ્રતકાળના અજ્ઞાન યુવકો વીર્યનો મિથ્યા વ્યયથી અશક્ત નિસ્તેજ અને અનેક રોગોથી પીડાતા જોવામાં આવે છે, તેમાંથી કેટલા એક તો નાની વયમાં આ દુનિયાનો લાવો લીધા વિના ચાલ્યા જાય છે. માટે પ્રાણવાયુ અને ચિત્તને સ્થીર રાખવાની અવશ્યકતા છે, અને તે સ્થીર કરવાનો ઉપાય પ્રાણાયામ છે. તો દરરોજ ઓછામાં ઓછા વીશ પ્રાણાયામ કર્યાથી પ્રાણ વાયુ સ્થીર થઈ તે સાથે ચિત્ત સ્થીર રહે તથી બુદ્ધિ અને જ્ઞાનની વૃદ્ધિ થાય, ગહનવિષય સમજવાની શક્તિ આવે, શરીરમાં બળ વધે, વીર્ય સ્થીર રહે, માનસિક શકિત તીવ્ર અને પ્રફુલ્લિત થાય, અને સ્મરણ શકિત વધે એમ આર્યસમાજી પંડિત બાળાજી વીઠલ ગાંવસકર કૃત વેદોક્તસંસ્કાર પ્રકાશ પુસ્તકના પાન ૭૨–૭૩ માં પ્રાણાયામ અને તેના ગુણવીશે લખેલું છે. નિદાન બાર અગર ત્રણ પ્રાણાયામ તો નિત્ય જરૂર કરવાજ. પ્રાણાયામ

ના આ અલૌકિક ગુણ જાણી હાલ અમેરિકાખંડમાં કેટલીક નિશાળોમાં છોકરાઓને પ્રાણાયામ શીખડાવવા સરૂ કર્યાનું વર્તમાનપત્ર ઉપરથી કેટલાંકના જાણવામાં આવ્યુંજ હશે. ત્યારે આપણા આર્યપૂર્વજ ઋષિમુનિઓએ પ્રાણાયામ બદલ હજારો વરસ ઉપર શોધ કરી માણસને નાનપણથી કરવાની અવશ્યક ધર્મક્રિયામાં તે દાખલ કરેલી રીત આપણે કેમ છોડવી જોઇએ! આપણા ઋષિમુનિયોની પ્રત્યેક આજ્ઞા એવીજ અલૈકિક સુખકર મુદ્દા ભરેલી છે એ કદી ભુલી ન જતાં તેમના સત્ય* હેતુ જાણી લઇ તેમના દુરદર્શીપણા બદલ આપણે અભિમાન રાખવાનો છે.

સંધ્યાવંદનમાં પ્રાણાયામ પછી ગાયત્રીમંત્રજપ આવે છે. અને તેવિશે પણ અવશ્ય જાણવું જોઇએ. બહાર પસરી રહેલી ચિત્ત વૃત્તિઓ ખેંચી ચિત્તનો એક સરખો પ્રવાહ ચલાવવાસારૂ જપ એ ઘણો કામનો છે. જપથી પ્રાણ તથા શરીર સમતોલન સ્થીતીમાં આવી મનસ્થીર અને શાંત થાય છે, અને મન જેમાં લગાડીએ તેમાં સંકલ્પ-વિકલ્પ રહિત એક સરખું ચાલવાની ટેવ પડે છે. અને એવી ટેવ વિદ્યાર્થીઓને ઘણી કામની છે. આ પ્રમાણે મનનો એકાગ્ર પ્રવાહ ચાલવાની ટેવ યોગમાર્ગમાં અને પ્રાણવિનિમય જેને અગ્રેજીમાં મેસ્મેરીઝમ કેહે છે તે વિદ્યામાં પણ ઘણી ઉપયોગી છે. તેમ તેથી કાળે કરી અનેક ગુપ્ત સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ગાયત્રી મંત્ર એ વિશ્વોત્પાદક, સર્વવ્યાપક,

+ આ બાબતમાં આર્યસમાજના કોઇપણ ઉપદેશક અગર પંડિતને પુછવાથી માહિતી મળવા સંભવ છે. તો જીજ્ઞાસુએ મેળવવી.

આનંદકારી, સુખદાયક પરમેશ્વરના સ્વરૂપના વર્ણન સાથે તેને આપણા હાથે પરોપકાર થવા બદલની પ્રાર્થનાછે. ગાયત્રીમંત્રના જપ નિત્યના ઓછામાંઓછા એકસો આઠ મણકાની એકમાળા ફેરવાતા સુધી કરવા અગર નિદાન એકવીસ જપ કરવા.

બંધુવર્યો! મેં ઉપર જે ગાંવસકરનુ પુસ્તક કહ્યું તેમાં એકંદર રુધ્યાવંદનવિષય અર્થસહીત લખેલોછે. તે પુસ્તક મુંબાઇમાં આર્યસમાજન મંત્રી પાસે મળે છે. તેમ અમદાવાદમાં ખાડીયામાંરેહનાર અમદાવાદઆર્યસમાજના મત્રી:પંડિત વૈજનાથશર્માએ વૈદિક સંધ્યાદી નિત્યકર્મ નામનું પુસ્તક કર્યું છે નેં તે તેમની પાસેથી ત્રણ આને મળશે. તે ઉપરથી આ વિષય સકારણ ધ્યાનમાં આવશે.

સંધ્યાવંદન પછી અગ્નિકાર્ય એટલે સુગંધીદ્રવ્યથી અગ્નિમાં હોમકરવાની આજ્ઞા લખેલી છે. આથી ઘરમાંની હવા સાફ થાય છે. કેટલેક ઠેકાણે સુગંધી દ્રવ્ય, સુવાસિકપુષ્પ, ખુસબોદાર ધૂપ દીપથી ઇષ્ટદેવની પૂજા, માનસ પૂજા કરવાનુ અગર આર્યધર્મ સારભૂત જે ગીતા તેનો સાથે એક અધ્યાય અથવા એક શ્લોક વાંચવાનું કહ્યું છે. એમાંથી વખત પ્રમાણે ફાવે તે કરવું

આ પછી સૂર્યને નમસ્કાર કરવા, સૂર્યને નમસ્કાર એટલે સારી ખુલ્લીજગોમાં સૂર્ય સામુ મોં કરી ઉભા રહી સંકલ્પ કરવો અને પછી કસરત કરવામાં દંડ કાઢે છે તે પ્રમાણે નમસ્કાર કરવા. તે નમસ્કાર બાર છે પણ તેજ નામ ફરીફરી લઇ કેટલાક શક્તિપ્રમાણે ન-

મસ્કાર વધારે છે. નમસ્કાર એ કસરત છે અને તેમાં સ્વાર્થસાથે ઇશ્વર ભક્તિ થાય છે. આજ મુદ્દા ઉપર અમેરિકાદિ સુધરેલા દેશમાં " હોરાઈઝંટલ એકસરસાઈઝ " નીકળી છે. અને તેના ઉપર કેટલાક પુસ્તકો લખાયેલા છે. પરંતુ અમારા આર્યપૂર્વજોએ તો આ લાભકારક રીત ઘણા કાળથી જાણી આન્હિક કર્મમાં દાખલ કરી છે. અને પ્રત્યેક કર્મસાથે પરમ લાભકારક ઇશ્વર ભક્તિ જોડી દીધી છે.તેથી આપણા પ્રત્યેક કર્મ જો અર્થ જાણી કર્યા હોય તો તે ઇશ્વરાર્પણ થઇ અનાયાસે સ્વાર્થ સહીત પરમાર્થ થાય છે. પરંતુ હાલ આપણી ધર્મસ્થીતિ એવી થઇ છે કે આપણા ધર્મનું રહસ્ય અન્યધર્મીઓ જાણી તે પ્રમાણે વર્તવા લાગે છે અને ઉલટ આપણને બતાવે છે ત્યારે આપણી આંખો ઉઘડે છે, તે પહેલા આપણી આસ્થા આપણા ધર્મ ઉપર બેસતી નથી.

કોઇ કર્મ વિશે વિવેચન કરવામાં જેટલો વખત લાગે છે તેટલો વખત તે કર્મકરવામાં લાગતો નથી, તેજ પ્રમાણે આ બધું કરવામાં બહુ કાળલાગતો નથી.

| | |
|---|---|
| દિગ્વિધિ, મુખમાર્જન, સ્નાન ...... કલાક | ૦॥. |
| સંધ્યાવંદન, પ્રાણાયામ ગાયત્રી મંત્ર જપ ,, ... | ૦॥. |
| ઇતર ક્રિયા ........................ ,, | ૦।. |
| નમસ્કાર .......................... ,, | ૦।. |
| | —— |
| | કલાક ૧॥. |

પરોઢીએ ચાર સાડાચારથી છ સાડા છ સુધી બે અઢી કલાકમાં આ બધું થાય, અને એટલામાં સવાર થાય. આ પછી વિદ્યાર્થીએ પોતાનો અભ્યાસ કરવા સરૂવાત કરવી. સાયંકાળે સૂર્યાસ્ત સમય પણ સંધિવેળા છે. તે વખત હાથ, પગ મોં ધોઈ સ્વચ્છ થઈ સંધ્યાવંદન કરવું. આખા દિવસના પરિશ્રમથી સરી શરીરે પરસેવો આવેલો હોય છે. અને ધૂળની રજ ઉડેલી તે ઉપર ચોટી હોય છે, તેમ થાક પણ લાગેલો હોય છે, તેથી હાથ પગ મોં ધોયાથી એક તો સ્વચ્છતા અને બીજું થાક ઉતરી જીવ શાંત થાય છે. અને નિશ્ચીંત પણે સંધ્યાવંદન થાય છે. તેમ જીવ શાંત થયાથી નિશ્ચીંતપણે ભોજન થાય તે સારૂ પચન થાય. મનુસ્મૃતિના અધ્યાય ૧૪ શ્લોક ૭૬ માં કહ્યું છે કેઃ—

॥ आर्द्र पादस्तु भुंजीत नार्द्रपादस्तु संविशेत् ॥
॥ आर्द्र पादस्तु भुंजानो दीर्घमायुरवाप्नुयात् ॥ ७६ ॥

અર્થ— પગ ધોઇ જમવું, પણ સુવું નહીં. જે માણસ પગ ધોઇ જમે છે તેનું આયુષ્ય લાંબી મુદતસુધી ચાલે છે.

હવે ઉપલા નિયમોની બાબતમાં કેટલાક એવી શંકા લેશે કે જ્યારે પરિક્ષાનો વખત આવે છે ત્યારે આખી રાત જાગવું પડે છે, અભ્યાસ વાસ્તે એક મિનિટનો વખત પણ ઘણો અમોલ્ય થઇ પડે છે, તે વખત આ ઉપલા નિયમો કેમ પાળી શકાય ? તો એના જવાબમાં હું કહું છું કે ભાઇઓ ! ઉપરના પ્રાણાયામના અલૌકિક ગુણવિશે કહ્યું છે તે ઉપરથી જણાશે કે સંધ્યાપ્રાણાયામાદિથી બુદ્ધિ તીવ્ર તથા પ્રફુલ્લિ-

ત થઈ સ્મરણ શકિત વધે છે. તો તેથી નિત્યનો અભ્યાસ સારો થા-
યજ. અને પછી પરીક્ષા વખતે પણ ઉપર પ્રમાણે સખત મેહેનતની
જરૂર રેહેતી નથી, તેમ હાલની સ્થીતિ પ્રમાણે કહિએ તો જે અભ્યા-
સીઓ હમેશ પોતાનો ધડો બરાબર ન કરતા ચેનબાજીમાં વખત
ગાળે છે તેને પરીક્ષાના વખતે ઉપલી શંકા પ્રમાણે શ્રમ પડે છે. નિ-
ત્યનો પાઠ બરાબર કરનારને તો પુરતો વખત મળી પરીક્ષાને વખત
પુનરાવૃતિ અગર રિવીઝન કરવા એટલો બધો શ્રમ પડતો નથી,
એ વાત જરા વિચાર કરી જોયાથી સેહેજ જાણાસે. પોતાનો ઇષ્ટ મા-
ર્ગ છોડી ચેનબાજીમાં વખત ગાળી તરસ લાગે ત્યારે કુવો ખોદનાર,
ચેનબાજીમાં ગયેલા વખતનો અભ્યાસ પરિક્ષાને વખત રાત્રદિવસ
મેહેનત કરી પાસ થવામાં ભૂષણ માને છે, પરંતુ એવા શ્રમથી પરીક્ષા
પછી કેટલાક માંદા થઈ શરીર બગડે છે, અને શરીરમાં રોગનું બી-
જ રોપાય છે, એ વાત તેમને સમજાતી નથી. વખત વિશે વાસ્તવિક રી-
તે જોતાં હમેશ સવારે સાડાછ સાતથી નવ સુધી બે અઢી કલાક અને
સાંજે નિશાળમાંથી આવ્યા પછી વિશ્રાંતિ લઇ આડથી દસ સુધી બે
કલાક મળી ચાર સાડા ચાર કલાકનો વખત અભ્યાસ કરનારને
થોડો નથી, અને નિશાળમાંથી છુટયા પછી વશ્રાંતિ પણ મળી શકે છે.
તેમ નિશાળમાં પણ કલાક અડધા કલાકની વિશ્રાંતી મળે છે. ઉત્સા-
હીવિદ્યાર્થી તો નિત્ય અભ્યાસ કરતોજ રહે છે. મનુ સ્મૃતિના અધ્યા-
ય ૨ શ્લોક ૧૯૧ માં કહ્યું છે કેઃ—

॥ चोदितो गुरुणा नित्यमप्रचोदित एव वा ॥
॥ कुर्यादध्ययने यत्नमाचार्यस्य हितेषु च ॥

અર્થ—ગુરૂએ નિત્ય આજ્ઞા કરી હોય કે ન કરી હોય, પરંતુ અ-ધ્યયન વિશે અને આચાર્યના હિત કર્મમાં હમેશ યત્ન કરવો. એનો ભાવાર્થ એ છે કે ગુરૂએ પાઠ આપ્યો હોય કે ન આપ્યો હોય તો પણ શિષ્યે અભ્યાસ વધારતા રહેવું અને પરીક્ષા વખતે ગુરૂને યશ આપવું.

રાતે અભ્યાસ કરવા બેસવું હોય તો દીવા તરફ પીઠ કરી બેસવું, તેથી દીવાના કીરણ સીધા આંખઉપર ન પડી આંખને ઇજા આવતી નથી. નવ દસ વાગતા સુધી અભ્યાસ કરી સુઈ જવું. રાતે ઓછામાં ઓછી બે પ્રહર એટલે છ તાસ ઊંઘ લેવી જોઇએ.

કેટલાક છોકરાઓ કોઇપણ પુરતો અભ્યાસ ન કરતા અધુરો મુકી દે છે પણ એમ વિદ્યાભ્યાસવિશે કંટાળો કરવો એ પોતે પો-તાની હાનિકરનારૂ છે એ છોકરાઓ સમજતા નથી. ભતૃહરિ નીતિ-શતકમાં કહ્યું છે કે:

॥ विद्यानाम नरस्य रूपमाधिकं प्रच्छन्न गुप्तं धनम् ॥
॥ विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरुणां गुरुः ॥
॥ विद्या बंधुजने विदेशगमने विद्या परं दैवतं ॥
॥ विद्या राजसु पूज्यते नतु धनं विद्या विहीनः पशुः ॥

અર્થ—વિદ્યા એજ પુરૂષનું અધિક રૂપ છે, સારો રૂપાળો હોય તેને કોઇ પુછતું નથી, પણ વિદ્વાન કુરૂપ હોય તેનેજ માન મળે છે. વિદ્યા એ ઢાકેલું ધન, તે ભોગ યશ તથા સુખને આપનારી છે, એટલે વિદ્વાનને ધનયશ અને ભોગ્ય વસ્તુ સેહેજ મળે છે, વિદ્યા એ ગુરૂની પાણ ગુરૂ, પ્રવાસમાં બંધુજન સમાન છે, એટલે વિદ્વાન છે તેને પ્રવાસમાં પાણ વિદ્યાથી પૈસો ઇત્યાદિ મળી શકે છે, એવી વિદ્યા એ મોટું દૈવત છે, રાજ દરબારમાં વિદ્યાજ પૂજાય છે એટલે રાજ દરબારમાં ધનવાન કરતાં વિદ્વાનનેજ માન છે. વાસ્તે વિદ્યાભ્યાસને વિષે તત્પર રેહેવું. વિદ્યાવગરનો માણસ પશુસમાન છે. જેને પુરતી વિદ્યા નથી તેને વહીતરાની પેઠે સંસાર ખેંચવો પડે છે. અધુરા અભ્યાસવાળો અધુરા ઘડા પેઠે છલકાઇ જાય છે, તેને વિદ્યાનો ગર્વ થાય છે; અને પોતે પંડિતમન્ય થઇ બેસે છે, કોઇની સારી શિખામણ સ્વીકારતો નથી ને પોતાના અરધા કાચા વિચાર પ્રમાણેજ દોરાય છે, ને તેથી ઘણા ખતા ખાઇ છેવટ ભવિષ્યમાં સુખી થવું હોય તો ઠેકાણે આવે છે. ભર્તૃહરિએ કહ્યું છે કે:—

**अज्ञः सुखमाराध्य सुखतरमाराध्यते विशेषज्ञः।**
**ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापितं नरं न रंजयति॥**

અર્થ—સાવ અજ્ઞાની મનુષ્ય સેહેલી રીતે સમજાવવા યોગ્ય છે તેમવિશેષ જાણનાર પણ વધારે સેહેલાઇથી સમજાવી શકાય છે

પણ જ્ઞાનના લેશમાત્રથી પોતાને પંડિત માનનાર મનુષ્યને પ્રજાપતિ (બ્રહ્મદેવ) પણ સમજાવી શકે નહી. અધુરા અભ્યાસના સંબંધમાં બીજું એક કારણ એ છે કે હાલના કેટલાક ગરમ મિજાજના વિદ્યાર્થીઓનું અને માસ્તરોનું બનતું નથી અને તેમાં છોકરાઓ એક નિશાળમાંથી બીજી નિશાળમાં જાયછે અને એ રીતે તેમનો એકે ધોરણનો અભ્યાસ પુરતો ન થતાં પરીક્ષા વખતે નાપાસ થઈ કંટાળી અભ્યાસ છોડે છે, અને જેવે તેવે નોકરી ધંધે વળગી કષ્ટે સંસાર ખેંચે છે. આ બાબતમાં હું પ્રથમ શિક્ષક વર્ગની ક્ષમા માગી કેહેવાની રજા લઉં છું કે, હાલની સ્થીતી પ્રમાણે વિદ્યાર્થીમાંથી તરત માસ્તર પણું પામેલા અને પૂર્ણ અનુભવ ન મેળવેલા એવા કેટલાક માસ્તરોનો આમાં કેટલેક અંશે દોષ છે. શિક્ષકો તો શાંત, દાંત ( ઇંદ્રિયોનું દમન કરનાર ) નિસ્પૃહી, દયાળુ, નિષ્પક્ષપાતી, અનુભવી, ઠરેલા મિજાજના હોવા જોઇએ. પરંતુ હાલના કેટલાક શિક્ષકોનું વખતે આથી કાંઇક વિરૂદ્ધ વર્તન થાય છે. મુખ્યત્વે તો આમાં વિદ્યાર્થીનીજ ભૂલ માનવી જોઇએ, કેમકે, પોતાના મતલબ ઉપર ધ્યાન રાખી ક્રોધને વશ રાખી માસ્તર પાસેથી પોતાની મતલબ સાધી લેવી જોઇએ, તે નવચારતા ઉલટ માસ્તરો સાથે ઉદ્ધતપણાથી વર્તી પોતાના લાભમાં હાનિ કરી લે છે. જેને પરમેશ્વરે વિચાર શક્તિ આપી છે. તેણે તો પૂર્ણાભ્યાસના સંબંધમાં ખુબ વિચાર કરવો. ચાણાક્ય નીતિમાં કહ્યું છે કે;

**यस्य नास्ति स्वयं प्रज्ञा**
**शास्त्रं तस्य करोति किम् ।**
**लोचनाभ्यां विहीनस्य**
**दर्पणः किं करिष्यति ॥ १ ॥**

અર્થ—જેને પોતાની બુદ્ધિ નથી તેને ઉપદેશ શું કરી શકે! કેમ કે નેત્ર રહિત મનુષ્યને દરપણ શું ? વાસ્તે પોતાના લાભાલાભ સંબંધી પોતે પોતાનેજ વિચારવાનું છે. આપેલી બુદ્ધિ કયાં સુધી પોહોચે ! અભ્યાસને વ્યત્યય આણનાર બીજું કારણ આળસ અને ચેનબાજી છે. આળસ અને ચેનબાજી એ બેનું જોડું છે, તેથી દુઃખરૂપીજ પ્રજા ઉત્પન્ન થાય. તેટલા માટે અભ્યાસના સમયમાં આ બન્નેના સુખના ક્ષણિક લાભમાં લલચાઇ આપણા આગલા આજન્મપર્યંતના સુખને ટાળવું નહી. વાસ્તે જે અભ્યાસ કરવો તે પૂર્ણજ કરવો સારો.

હાલમાં વિદ્યાભ્યાસ એટલે ફક્ત અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવું એજ સમજ છે. પરંતુ એ વિદ્યા નથી. એ તો ચૌદવિદ્યા અને ચોસઠ કળા પૈકી અનેક ભાષાજ્ઞાન એક ગુણ છે તે છે. પરંતુ હાલ એ રાજકર્તાની ભાષા હોવાથી તેનો વિશેષ ઉપયોગ છે તેમ તે ભાષામાં અનેક વિદ્યા કલાકૌશલ્યના ગ્રંથો જેમ મળી આવે છે તેમ આપણી ભાષામાં નથી. અને આપણી મૂળ આર્યભાષા જે સંસ્કૃત તેમાં છે તેમાંથી ઘણાખરા ઉપલબ્ધ નથી, વાસ્તે અંગ્રેજી ભાષાનુ જ્ઞાન મેળવવું હાલ અગત્યનું છે. અંગ્રેજી ભાષાજ્ઞાન સાથે સંસ્કૃત

ભાષાનું જ્ઞાન પણ ઘણું ઉપયોગી છે. ત્યારે વિદ્યાભ્યાસ એટલે શું તે કહું છું.

અભ્યાસના મુખ્ય બે ભેદ મનાય છે, એક વિદ્યાભ્યાસ અને બીજો કલાભ્યાસ. શુક્રનીતિના અધ્યાય ૪ ના ત્રીજા પ્રકરણમાં કહ્યું છે કેઃ-

**यद्यत्स्याद्वाचिकं सम्यक्‌ कर्म विद्याभिसंज्ञकम्‌ ।**
**शक्तो मूकोपियत्कर्तुं कलासंज्ञंतु तत्स्मृत ॥**

વાણીથી જે સારી રીતે શીખી શકાય એવા ગુણ તે વિદ્યા, નેજે મુંગો પણ કરવા સમર્થ થાય એવા ગુણ તે કલા કેહેવાય છે. આપણા શાસ્ત્રકારે વિદ્યા ચૌદ પ્રકારની અને કલા ચોસઠ પ્રકારની કહીછે. એ ચૌદ વિદ્યા અને ચોસઠ કલાના વિદ્વાનોએ નિચે પ્રમાણે* વર્ગ કર્યાછે

## નિર્વાહમાટેની વિદ્યા અને કળા.

૧ **વૈદ્યશાસ્ત્ર**—એમાં સર્વ પ્રકારની ઔષધી, તેના તત્વ, સ્વરૂપ, ગુણદોષ તથાસર્વ પ્રાણીઓની શરીર રચનાનું જ્ઞાન, રોગ થવાના કારણ રૂપ તથા તે ઉપર ઔષધિ અને શાસ્ત્રના ઉપચાર વગેરે વૈદ્યક સંબંધી સર્વ વિદ્યા આવી જાય છે.

---

* યદુવંશીય ઠાકરશી સુત પ્રયાગજી કૃત પ્રમાણ સહસ્ત્રી પુસ્તક પાન ૨૨. આ પુસ્તક હમેશ પાસે રાખી વાચવા લાયક છે. ને તેની કીંમત ટપાલ હાંસીલ સુધાં ૨ રા૦ છે. આ પુસતક મુંબઇમાં પંડિત જેષ્ઠારામ મુકુંદજીની દુકાને મળે છે.

**૨ વ્યવહાર શાસ્ત્ર**—એમાં સર્વ પ્રકારનો વ્યવહાર સારી રીતે ચલાવવા માટે રાજાએ બાંધેલા નિયમ અર્થાત કાયદા સંબંધી સર્વવિદ્યા આવી જાય છે.

**૩ યુદ્ધશાસ્ત્ર**—સર્વ પ્રકારના વ્યૂહ, કવાઇત શસ્ત્ર અસ્ત્ર ઇત્યાદિ મિલીટરી એટલે લડાઈ સંબંધી વિદ્યા.

**૪ કૃષિકર્મ શાસ્ત્ર**— ખેતીવાડી બાગાઇતિ સંબંધી વિદ્યા.

**૫ નૌકા શાસ્ત્ર**—જળ માર્ગે એક સ્થાનથી બીજે સ્થાને નિર્વિઘ્નપણે જવા સંબંધી સર્વ વિદ્યા.

**૬ વ્યાપાર શાસ્ત્ર**—એમાં સર્વ પ્રકારનાવ્યાપાર ઉપયોગી પડતા લખાણ રીતભાત વગેરે સંબંધી સર્વ વિદ્યા આવી જાય છે.

**૭ શિલ્પશાસ્ત્ર**—મેહેલ, ઘર, તલાવ, વાવ, પુલ, સડકો વગેરે બાંધ કામ કરવાની સર્વ વિદ્યા. એંજીનીયરીંગ.

**૮ કલાશાસ્ત્ર**—એમાં કડીઆ, સુતાર, લુહાર, સોની, કંસારા, કુંભાર, ઘાંચી, મોચી, હજામ, ધોબી, રંગારા, દરજી, કાંતનાર, વણનાર, ગુંથનારા, ભરનારા, જડીઆ, રાંધનાર, ચીતારી, છીપા, કોતરનાર, ઇત્યાદિ અનેક પ્રકારના કારીગરોની કળાઓ, તે કળામાં તથા સર્વ વિદ્યામાં ઉપયોગી પઢતા યંત્રો બનાવવાની કળાઓ અને તે યંત્રો બનાવવમાં જોઇતી અને તે કળાઓ દ્વારે વપરાતી અનેક પ્રકારની કાચી વસ્તુઓ, પૃથ્વી

જળ' તેજ તથા વાયુમાંથી શોધી કાઢી પ્રસિદ્ધિમાં લાવવાની કળા, એ ઇત્યાદિ સર્વ પ્રકારના હુન્નર તથા કળા કૌશલ્યનો સમાવેશ થાયછે.

## ઉપલી વિદ્યાને સહાયકારી વિદ્યા.

૧ **ગણિત શાસ્ત્ર**—એમાં અંકગણિત, બીજગણિત, ભુમિતિ ઈ. સર્વ પ્રકારના હિસાબ ગણવાની વિદ્યા આવેછે.

૨ **ખનિજ પદાર્થ વિજ્ઞાન**—એમાં ખાણમાંથી નિકળતા ધાતુ, ખાર, તેલ, કોળસા તથા રત્ન ઇત્યાદિ વસ્તુના વિવેચન સંબંધી સર્વ વિદ્યા

૩ **સિદ્ધપદાર્થવિજ્ઞાન.**—એમાં સૃષ્ટિમાં જેટલા મુળતત્વો છે તેટલાનાં નામ તથા સ્વાભાવિક ધર્મ વિષે વિવેચન સંબંધી સર્વ વિદ્યા આવી જાય છે.

૪ **રસાયણ શાસ્ત્ર**—એમાં મુળતત્વો એકઠા મળી અનેક પદાર્થ થયેલા છે તે તથા પદાર્થોનું મિશ્રણ થવાથી ઉત્પન્ન થતા અનેક ચમત્કાર સંબંધી સર્વ વિદ્યા આવે છે.

૫ **ભુગોલ શાસ્ત્ર**—પૃથ્વીનો આકાર, તેઉપરના દેશ, નગર, ગામો પર્વતો, નદીઓ, ઇત્યાદિ સ્થાન વર્ણનની વિદ્યા.

૬ **જ્યોતિષ શાસ્ત્ર**—એમાં આકાશમાં રહેલ સૂર્ય ચંદ્ર ગ્રહ

ઉપગ્રહ તારા નક્ષત્રાદિ ગોલના રૂપ, મહત્વ, અંતર તથા ગતિ સંબંધી કળા જણાવનારી સર્વ વિદ્યા આવેછે.

**૭ સામાન્ય નીતિ**—એમાં મનુષ્યે વ્યવહારમાં કેવી રીતે વર્તવું ઇત્યાદિ નીતિ આવેછે. વિદુરનીતિ, શુક્રનીતિ, પંચતંત્ર, વૃદ્ધચાણાખ્ય ઇત્યાદિ પુસ્તકો એ વિષયના છે. એથી માણસ નીતિવાન, તર્કબાજ઼ચતુર્, મુત્સદ્દી બને છે.

**૮ રાજનીતિ**– એમાં રાજાએ પ્રજાનું પાલન શી રીતે કરવું. દેશનું રક્ષણ કેમ કરવું અને કલા કૌશલ્ય તથા વ્યાપારની વૃદ્ધિ કેમ કરવા અને શત્રુને સામદામદંડભેદ કરી કેમ વશ્ય કરવો, નોકર કેવા રાખવા, તેમને કેવા વર્તાવવા વગેરે સર્વ વિદ્યા આવી જાય છે. રાજનીતિ બધાએ જાણવી જોઇએ, સંસારમાં પોતાનું ઘર એ એક રાજ્ય છે, ને ઘરનો ધણી એ રાજા છે, તેની સ્ત્રી એ પ્રધાન છે; પુત્ર પુત્રીઈ૦ એ પ્રજાછે, આડોશીપાડોશી આસપાસના રાજ્યો છે, તેમ નોકરીયાત લોકોને રાજકાર્યમાં રાજનીતિ ઉપયોગી પડતીછે.

## સૃષ્ટિજ્ઞાન મેળવી કુશળ થવાની વિદ્યા.

**૧ ભૂગર્ભ શાસ્ત્ર**—એમાં પૃથ્વીના પેટમાં રહેલ ઉષ્ણ પ્રવાહી રસ ઉપર કાળે કરી અનેક પ્રકારના થરો થઈ પૃથ્વીનો પૃષ્ઠ હમણાની સ્થીતિએ કેમ પોહોંચ્યો, તે સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

૨ **મનુષ્ય જાતિ વિચાર**—ભૂગોલના સર્વ ભાગમાં વસનાર મનુષ્યોના જુદાં જુદાં કદ, વર્ણ, ચેહેરા તથા રીત ભાત જાણવા સંબંધી સર્વ વિદ્યા આવી જાયછે.

૩ **પશુ જાતી વિચાર**
૪ **પક્ષી જાતી વિચાર**
૫ **કીટપતંગાદી જાતિવિચાર**
૬ **મત્સ્ય જળચરાદિ જાતિવિચાર**
૭ **વનસ્પતિ જાતિ વિચાર**

ભૂગોળના સર્વ ભાગમાં વસનાર અનેક જાતના પશુ પક્ષી કીટપતંગ જલચર અને વનસ્પતીની જાતિ કદ રૂપ રંગ વગેરે સંબંધી વિદ્યા.

૮ **પાષાણ જાતિવિચાર**— ભૂગોળના સર્વ ભાગમાં નીકળતા પાષાણની જાતિ રંગ તથા બનાવટ જાણવા સંબંધી સર્વ વિદ્યા.

## અવકાશનો સમય નિર્ગમન કરી જ્ઞાન મેળવવાની વિદ્યા.

૧ **ઇતિહાસ**— એમાં દેશ દેશના થઈ ગયેલા રાજા તથા પ્રજાના વૃત્તાંતો, રાજ્ય ક્રાંતીઓ ચઢતી પડતીની હકીકત આવે છે.

૨ **ચરિત્ર લેખન**—વર્તમાનકાળના રાજા તથા પ્રજાના ચરિત્ર લખવાની વિદ્યા.

૩ **રસાલંકાર શાસ્ત્ર**— એમાં સાંભળવામાં મીઠાસ ઉત્પન્ન થાય

એવી આલંકારિક ભાષા કેમ લખવી તે સંબંધી સર્વ વિદ્યા આવે છે.

૪ **છંદ શાસ્ત્ર**– કવિતા ( કવન ) કરવા સંબંધી વિદ્યા.

૫ **ગાયન શાસ્ત્ર**–રાગ રાગિણી, તાલ સૂર ઇત્યાદિ ગાવાની વિદ્યા.

૬ **તર્કવિદ્યા** – એમાં સર્વ પ્રકારના તર્ક સંબંધી વિદ્યા આવી જાય છે.

૭ **યોગ વિદ્યા**– એમાં સર્વ ઇંદ્રિયોને વશ્ય કરી ચિત્તને સ્થીર કરવાની સર્વ વિદ્યા આવે છે.

૮ **બ્રહ્મ વિદ્યા**—એમાં જગત, જીવ, ઈશ્વિર તથા પરમાત્મા સંબંધી સર્વ વિદ્યા આવે છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, વેદોક્તધર્મપ્રકાશ, શ્રીદયાનંદ સ્વામીકૃત સત્યાર્થપ્રકાશ ઇત્યાદિ ગ્રંથ એ વિદ્યાના છે.

એ સર્વ વિદ્યા અને કલાઓનો સંપૂર્ણ અભ્યાસ કરવા માટે શેકડો વર્ષ જોઇએ, જે મનુષ્ય શરીરથી બનવું અશક્ય છે. કેમકે તેનું આયુષ્ય માત્ર સો વર્ષનું છે, માટે ભાષા લીપી શીખી સંસારમાં જેનાથી પોતાનો નિર્વાહ ચાલી શકે એવી એક વિદ્યા અથવા કલાનો સંપૂર્ણ અભ્યાસ કરવો. કહ્યું છે કે:–

**एकापि विद्या गुणवत्तराणां ।**
**याचेत्समारो ृतिसैवधन्या ॥**

**અર્થ**—એકપણ જે પરિક્ષકોના મનમાં ઠસે તેજ વિદ્યા ધન્ય છે, એટલે એકજ વિદ્યા કરવી પણ તે પૂર્ણ પણે કરી પાસ થઇ તેમાં પૂર્ણતાનું સરટીફીકેટ ( ડિપ્લોમા ) મેળવે તેનેજ ધન્ય વાદ છે. જેમ જેમ પુરૂષ શાસ્ત્ર વિચારે તેમતેમ તેમાં વિશેષ ખુબીજ જાણાસે અને રૂચિ લાગશે, પરંતુ લક્ષ્ય લગાડે તો. લક્ષ્ય એજ સ્મરણ. જો કોઈ શબ્દ કે પાઠ લક્ષ્ય લગાડયા વગર ઘણીવાર સુધી ગોખીએ તોપણ મોઢે ચઢશે નહી, અને તેજ લક્ષ્ય પૂર્વક જો પાંચ દસવાર કર્યો હોય તો ઝટ મોઢે ચઢશે. વાસ્તે જે હામથાં લીધું તેનો તો સાધ્ય થતા સુધી નિરાલસ્યપણે ખ્યાલ છોડવો નહી. આળસ એજ મુખ્યત્વે આપણો વેરી છે ભર્તૃ હરિએ કહ્યું છે કે:—

**आलस्यंहि मनुष्याणां**
**शरीरस्थो महारिपुः ।**
**नास्त्युद्यमसमो बंधुः**
**कृत्वायन्नावसीदति ॥**

**અર્થ**—આળસ એ માસણના શરીરમાં રહેલો શત્રુછે અને ઉદ્યમસમાન કોઈ બંધુ નથી. કેમકે જે કરવાથી મનુષ્ય દુ:ખી થતું નથી. માટે આળસ છોડી એક વિદ્યા વા કળા પાકી કરી બાકીની સર્વવિદ્યાનું તથા બનીશકે તેટલી કળાનું સામાન્ય જ્ઞાન મેળવી સર્વ વાતે કુશળ થવું.

જેથી નિર્વાહ પણ ચાલે, ને કોઇથી ઠગાઈ ન જવાય, ને બહુશ્રુતપણું આવે છે. વળી અવકાશને સમય તે તે વિદ્યા કળાના ગ્રંથો વાંચવાથી કંટાળો ન આવે અને કાંઇ નવીન શોધ હાથ લાગે.

હવે અભ્યાસમાં અંતરાય આણનારી કેટલીક બાબતો વિશે નિયમ કહું છું. મનુસ્મૃતીના અધ્યાય ૨ ( બ્રહ્મચર્ય ) શ્લોક ૧૭૭ થી ૧૮૧ સુધીમાં કહ્યું છે કેઃ—

**वर्जयेन्मधुमांसं च गंधं माल्यं रसान्स्त्रियः ।**
**शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ १७७ ॥**

અર્થ—મધુ એટલે મદ્ય, માંસ, ગંધ એટલે અત્તર વગેરે, માલ્ય એટલે ફુલના હાર ગજરા કલગીઓ, રસ, સ્ત્રી, અને સર્વ પ્રકારનો કામોદ્દીપક આથો, પ્રાણી માત્રની હિંસા એટલા વાના બ્રહ્મચારીએ ( વિદ્યાર્થીએ )તજવા.

**अभ्यंग मंजनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् ।**
**कामक्रोधं च लोभं च नर्तनं गीतवादनम् । १७८ ।**

અંગનું લેપન મર્દન એટલે સુવાસિક મસાલા લગાડી સ્નાન, આંખે અંજન એટલે સુરમોવગેરે, છત્રી, કામ એટલે વિષયવાસના, ક્રોધ, લોભ, નાચબેઠક ગાયન તમાશા, વાજા વગાડવાં એ સર્વ બ્રહ્મચારીએ તજવા.

**द्युतं च जनवादं च परिवादं तथानृतम् ।**
**स्त्रीणां च प्रेक्षणालंभमुपघातं परस्य च ॥ १७९ ॥**

જુગાર, લોક સાથે વાદવિવાદ એટલે કજીઆ ઝગડો, ખોટી. નિંદા, જૂઠ, સ્ત્રીયો ઉપર વિષય વાસનાની નજર, તેમનું આલિંગન તથા બીજાને ખરાબ કરવાનું કર્મ એ પણ તજવું-

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्क्वचित्।
कामाद्धि स्कन्दयेन्रेतोहिनास्ति व्रतमात्मनः ॥१८०॥

સર્વત્ર એકલા પલંગ વિના સુવું, કામ વાસનાથી વીર્ય પડવા ન દેવું, કામ વાસનાએ કરી વીર્ય પડયાથી પોતાના વ્રતનો ભંગ થાયછે.

स्वप्नेसिक्ता ब्रह्मचारी द्विजः शुक्रमकामतः ।
स्नात्वार्कमर्चयित्वात्रिः पुनर्मामित्यृचं जपेत् ॥ १८१ ॥

કામવાસના કર્યાવિના સ્વપ્નામાં વિર્ય પડે તો ઝટ બ્રહ્મચારી દ્વિજે સ્નાન કરી "**પુનર્મામેત્વિંદ્રિયમ**" એટલે "મને પાછું વીર્ય મળો" એ વેદ ઋચા ત્રણવાર ભણી સુર્યની આરાધનાકરવી.

આ ઉપરના પાંચ શ્લોકનો ખુલાસો:—

પેહેલાશ્લોકમાં પ્રથમ મદ્યમાંસનો નિષેધ કર્યોછે. મદ્યમાંસ એ આર્યશાસ્ત્રપ્રમાણે અપવિત્ર વસ્તુછે- આર્યશાસ્ત્રના ધર્મ બંધારણો શરીરા રોગ્યતા, યોગમાર્ગ, સામાજીકસુખ, દેશહિત, અને ઇશ્વિરભક્તિ ઇત્યાદિ ઉપર લક્ષ્યરાખી થયેલાછે એ હમેશ ધ્યાનમાં રાખવું જોઇએ. મદ્યમાંસ એ શરીરારોગ્યતાને હાનિ કરનારૂં છે. તેના સે-

વનથી માણસક્રૂર, સ્વચ્છંદી, અને સુસ્ત થાયછે, તથા અનેક ખરાબ માર્ગે દોરાયછે, તેથી અર્થાત અભ્યાસ બરોબર ન થાય. તેમ મદ્યમાંસ એ ઘણું દુર્ગંધીછે. પ્રાણી માત્રનું શરીર તેના આહારથી બનેલું છે અને તેથી આહાર પ્રમાણે માણસની પ્રકૃતી સ્વભાવ થાયછે તેમ શરીરે વાસ પણ આહાર પ્રમાણે આવેછે. દારૂ પીધેલા માણસના પરસેવાની દુર્ગંધ આવેછે, અને તે જો પાસેથીજાયતો ખરાબ બાસ મારેછે એમ ઘણી વખતે અનુભવ આવેછે. તેમ ખાંડ દૂધ વગેરે સાત્વિક આહાર વાળા માણસના શરીરને દુર્ગંધ આવતી નથી. તેમજ મદ્ય એ માદક પદાર્થ એટલે કેફી ચીજ છે; કેફ આવવાનું મુખ્ય કારણ પિત્તનો પ્રકોપ છે; પિત્તના પ્રકોપથી વીર્ય પિગળે છે અને તેથી ધાતુ જવાનો રોગ થાયછે. વીર્ય એજ શરીરમાં શક્તિ છે. શરીરમાં વીર્ય ઓછું થાય એટલે અર્થાત અનેક રોગનો ઉદ્ભવ થાય, અને એથી અકાળ મૃત્યુ પણ થાય. માણસને વીર્ય એ સોળમે વર્ષે ઉત્પન્ન થાયછે અને વીસ પચીસ વર્ષની ઉમર થતાં સુધી પક્વ થાયછે. વાસ્તે ત્યાં સુધી તેનો સંચય કરવો જોઇએ અને એ પ્રમાણે જો વીર્ય પકવ દશાએ આવ્યુ હોય તોતે માણસ સદૃઢ, સશક્ત, બલીષ્ટ થાયછે, તેનું મગજ ભરેલું તર રહેછે, તેથી તેની બુધ્ધિ પણ તીવ્ર રહેછે. તેનાથી મેહેનત થઇ શકેછે અને તેની પ્રજા પણ સારી સશક્ત થાયછે. પણ જો કાચી ઉમરમાંજ વીર્યનો ગેર-

ઉપયોગ કર્યો હોય તો તેનો સંચય થઇ શકતો નથી અને પછી અ-
પુરતા વીર્યને લીધે માણસ અશક્ત થાય, મગજ ખાલી થાય, માથું
હમેશ દુખે. તેનાથી વિચાર શક્તિનું કામ થાય નહીં, મેહેનત થાય
નહીં અને તેના નિર્બલ વીર્યને લીધે તેની પ્રજા પણ અશક્ત થાય
એ રીતે દિવસે દિવસ પ્રજા નિર્બલ થતી જાય એવી અશક્ત પ્રજાના
હાથે મોટમોટા દેશ કલ્યાણના કામની શી આશા! આ વિદ્યાર્થી વ-
યમાંજ ઘણું સંભાળવાનુંછે તેથી બધી વાતે હાનિ કારક મદ્યમાંસ
એ, વિદ્યાર્થીએ અવશ્ય તજવું જોઇએ. તેજ પ્રમાણે ગંધ એટલે અ-
ત્તર વગેરે સુવાસ ફુલના હાર, ગજરા; રસ એટલે શરબતો ઇત્યા-
દિ પેય પદાર્થો; સ્ત્રી, કામોદ્દીપક આથા એ બધી ચેન બાજીની
ચીજો વીશ પચીસ વરશની પકવ દશાએ આવતા સુધી હાનિ
કરતાં છે એ અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ. ક્ષણિક સુખવા-
સ્તે લાંબુ શુખ બગાડવું નહીં. પેહેલા શ્લોકમાં બીજું પ્રાણીમા-
ત્રની હિંસા ન કરવા વિશે કહ્યું છે. નાની વયથી જેવો અભ્યાસ હોય
તેવી માણસની સ્વભાવ પ્રકૃતિ થાય, નાની વયમાં જો નિર્દય
કર્મ કરવાની ટેવ પડે તો તે માણસ નિર્દય થાય અને ન્યાય-
પ્રકરણના કામનો થાય નહી. દયાધર્મ એ તો આપણા આર્યલોકો-
નું મુખ્ય બ્રીદ છે. વાસ્તે અહિંસા ધર્મ પાળવો.

બીજા શ્લોકમાં અંગને સુવાસિક મસાલો, આંખે અંજન,
ગાયન, નાચ બેઠક, તમાશ જે કે મનોવૃત્તીને વ્યગ્ર કરી બ્રહ્મચર્યને

ભંગ કરે; તેમજ વાજીંત્ર વગાડવું એ જે વર્જ્ય કર્યાં તે પણ અભ્યાસમાં અંતરાય આણનારી ચેનબાજી જાણીનેજ. તેમજ જોડા અને છત્રી એ જોકે માત્ર શરીર સંરક્ષણ વાસ્તે છે તોપણ તેથી શરીર નાજુક અવસ્થામાં આવેછે, જેથી વખતે જોડાવગર બહાર જવાતું નથી તેમ ટાહાડ તડકામાં ફરાતું નથી. એવા પુરૂષો સ્વદેશને વાસ્તે તો રહ્યું પરંતુ પોતાના સ્વાર્થ વાસ્તે પણ શીરીતે ટાઢ તડકો વેઠી શકશે! બ્રહ્મચર્યના યથાશાસ્ત્ર નિયમો આપણા આર્ય પૂર્વજોએ પાળી શરીર. સદૃઢ સશક્ત, ટાહાડ તડકો ખમે એવા ન કરી નાજુક બન્યા હોત તો જગતમાં પૂજ્ય માનવંત આર્યનામનું ભૂષણ આપણે આજે કયાંથી ભોગવત!

ત્રિજા શ્લોકમાં દ્યુત એટલે જુગારનો નિષેધ છે. જુગારની હારજીતથી મન લલચાઈ પછી માણસ ચોરી કરવા લાગેછે, જુઠું બોલવા શીખેછે, કજીઓ ટંટો મારામારી એવા કેટલાક કુકર્મમાં પ્રવૃત્ત થાયછે. અને નાની ઉમરથીજ જો કુકર્મ કરવા લાગે તો તે મોટાપણામાં ઘણો અધમ થાય, અને માબાપના, ધર્મના, દેશના નામને બટો લગાડે, એવી સર્વપરી ખરાબ રમતની તો વિદ્યાર્થીએ પડખે ચડવું નહીં. અને સ્ત્રીની બાબતમાં જે આજ્ઞા છે તે તો મુખ્યત્વે પુરૂષનું તેજ, રૂપ, શક્તિ, એવું જે વીર્ય તેની રક્ષા બદલછે. તેમજ ચોથો તથા પાંચમો શ્લોકપણ પુરૂષનું જીવન પ્રાણ જે વીર્ય તે કોઇવાતે પણ ચલાયમાન ન થાય તેવિશે નિયમ છે. વિશેષમાં એકે ર. ત્ર સુતીવખત મનમાં કામવાસ-

ના રાખવી નહી. તેથી સ્વપ્નાવસ્થા થવાનો સંભવછે. સ્વપ્નાવસ્થા-થી માણસ બમણું ક્ષીણ થાયછે. તેથી સ્વપ્નાવસ્થા થાય તો ઉઠી ન્હા-ઇ પ્રાણાયામ કરવા, અગર સુતી વખતે ડુંટીઉપર ભીનાલુગડાનો ક-ટકો મુકવો. જેટલે અંશે વીર્યશરીરમાંથી જાય તેટલે અંશે માણસનું પ્રાણબલ, શક્તિ અને પરાક્રમ ઘટે, તેમજ વીર્ય એજ શરીરનું રૂપ તેજ અને પરાક્રમછે, તેથી જેટલે અંશે શરીરમાંથી વીર્ય ઘટે તેટલે અં-શે માણસનું રૂપ તેજ અને પરાક્રમ ઘટે. વાસ્તે ઉપલા નિયમ પ્રમા-ણે જેથી આપણને સર્વોપરી નુકસાન થતું હોય એવી વસ્તુ મનુષ્ય અગર મંડલીની પડખે પણ થઢવું નહી.

તેમજ વલી મનુસ્મૃતિના અધ્યાય ૨ નાશ્લોક ૧૯૪માં કહ્યું છે કે:—

**हीनान्न वस्त्रवेषः स्यात्सर्वदा गुरुसान्निधौ॥**

અર્થ—જ્યાંસુધી ગુરૂ સન્નિધે રહેવું હોય ત્યાંસુધી(એટલે અ ભ્યાસ છોડતાસુધી )જાડું અન્ન ખાવું અને જાડા વસ્ત્ર પેહેરવાં.

ખુલાસો—ગુરૂ સન્નિધ રેહેવાનો કાળ તેવિદ્યાભ્યાસનો કાળ.તે કાળમાં વિદ્યાર્થીએ સાદું ખાણું ખાવું. સાદું ખાણું એટલે સાત્વિક આહાર. પાછળ મદ્યમાંસના આહારના ખુલાસામાં કહ્યું છે કે પ્રાણીમાત્રનું શરીર તેના આહાર પ્રમાણે બનેલું છે. આહારમાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, પેય, ચોસ્ય અને ચર્વ્ય એવા ૭ ભેદ છે. એ બધાનું આહાર. શ્રીમદ્ભગ-વદ્ગીતાના અધ્યાય ૧૭ શ્લોક ૭ માં આહાર ત્રણ પ્રકારના કહ્યા છે,

સાત્વિક, રાજસ અને તામસ. તેમાંથી જેવો જેનો આહાર હોય તેવી તેની સ્વભાવ પ્રકૃતિ અને શરીર બનેછે. એ અધ્યાય શ્લોક ૭ થી ૧૦ સુધીમાં કહ્યું છેકે આયુષ્ય, ઉત્સાહ, શક્તિ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિ એની વૃદ્ધિ કરનાર અને જોવામાં અતિ રમણિય એવાજે અન્નાદિ પદાર્થ તે સાત્વિક આહાર. સાત્વિક આહાર કરનાર અને વીર્ય રક્ષણ કરનારના શરીરે સુગંધ હોયછે. અતિ કડવું, અતિ ખાટું, અતિ ખારૂ, અતિ ઉષ્ણ અતિ તિક્ષણ, અતિરૂક્ષ (લુખું, કોરૂં ) અને જે ખાધાથી તત્કાળ શરીરે દાહ ઉત્પન્ન થાય એવા સર્ષપાદિ પદાર્થ રાજસ આહાર દુઃખ, શોક અને રોગજનક છે. તેમજ યાતયામ એટલે ટાઢું અન્ન, રસ શુન્ય દુર્ગંધયુક્ત, વાસીઅન્ન, અજીઠું અને અપવિત્ર એ તામસ ગુણ જનક આહાર છે, તેથી માણસ સુસ્ત, રોગી ક્રૂર, દાંભિક, અભિમાની, દુર્ગંધ વાસવાળું. એવું થાય છે. અને આ ઉપરથીજ વિદ્યાર્થીને સાદું સાત્વિક ભોજન કરવા ઉપદેશ છે.

વસ્ત્ર પણ ઋતુ પરત્વે સાદા ને સ્વચ્છ જોઇએ. ઇષ્કી લુગડાથી માણસ ચેનબાજ થાયછે. અને તેથી માણસનું મુખ્ય પ્રાણબળ, શક્તિ, પરાક્રમ અને આયુષ્ય એટલે જીવીતમાં ઝટ સળો પેશી તે ટુંકું થવા કારણ થાય છે.

ઋતુપરત્વેના લુગડાની બાબતમાં હાલમાં એકએવો મેનીયા (ઘેલાઇ ) ચાલ્યો છે કે ઉનાળામાં જાડા અગર ગરમ લુગડાસુદ્ધામ પે-

હેરવા. તેથી પરસેવો ખૂબ વળી અંદરનું લુગડું ભીનું થાય એટલે શરીરે ટાડક વળે. પરંતુ વૈદ્યક શાસ્ત્ર પ્રમાણે જોતાં આપણા આ આર્યાવર્તની હવામાં તો ઉલટું એ નુકસાનકારક છે, જેમ ઝાઝો પરસેવો વળે તેમ માણસ વધારે અશક્ત થાય એ વાત સહુ કોઇ જાણે છે. ત્યારે ગરમીના દીવસમાં મૂળજ લોહી ગરમ થાય છે અને તેથી જીવ અકળાતો હોયછે તેમાં વળી વધારે ગરમી આપી પિત્ત પ્રકોપ વધારી ગરમ લોહીને વળી ઉકળાવી મુદ્દામ પરસેવો ખેંચી કાઢી જાણીબુજી અશક્ત બનવું એ કયા શાસ્ત્રની આજ્ઞા! ઋતુ પ-રત્વે જે આપણો પેહેલેથી પોશાખછે તે આ દેશની હવા પ્રમાણે યથા યોગ્યછે એવું અંગ્રેજી દાકતરોનું પણ મત છે ત્યારે ભર ઉના-ળામાં મોજાં, ગરમ લુગડાં પેહેરવાં એ કોનું અનુકરણ ? આ લુગ-ડાની બાબતમાં વળી થોડુંક વધારે કેહેવું છે તે એ કે સાધારણ સ્થી-તીના કેટલાક છોકરાઓ ચેનબાજી વાસ્તે જો પોતાને ઇચ્છી કપડાં ન મળે તો બીજી સારી સ્થીતીના સ્નેહીઓના લુગડાં પેહેરી ચે-ન મારેછે. પરતું બીજાના લુગડાં પેહેરવાથી શરીર પ્રકૃતિને શું ગે-રફાયદો થાયછે તે તે જાણતા નથી. કોઇનું માથું સડેલું હોય, કો-ઇને ખસ હોય, કોઇને દાદર હોય અગર કોઇને શરીરપર કાંઈ ગુપ્ત રોગ હોય, અથવા તો કોઈને કાંઈ શરીરમાં અંદર રોગ હોય અને તે આગળ ઉપર નીકળવાનો હોય તેની કાંઇ કોઈને પેહેલા ખબર હોતી નથી, પણ તેની અસર લુગડામાં ભરાય અને તે પેહે-રનારનારને અસર થાય. એવા બીજાના પરસેવાવાળા ગંદા લુગડા

વાપરવા એ સ્વચ્છતા રાખવામાં પંકાયલા આર્યપુત્રોને તો ન છાજે! વાસ્તે શરીરારોગ્યતા તરફ પગલેપગલે લક્ષ્ય રાખવું જોઇએ.

બીજું કેટલાક છોકરાઓ સંગતીથી બગડેછે.જેવા પ્રકારના માણસ સાથે સહવાસ હોય તેપ્રમાણે અસર થયા વિના રેહે નહી. કહેવતછે કે "સોબત તેવી અસર" સોબતીઓની જેવી આબ્રુ હોય તેવી માણસની આબ્રુ લેખાય. વાસ્તે હસવું, બોલવું, બેસવું ઉઠવું વગેરે વ્યવહાર સારા માણસ સાથેજ રાખવો. હલકા માણસની પડખે પણ ચઢવું નહી. પોતાનો બોજ પોતે રાખવાનોછે. સંગતી પ્રમાણે એકવાર જો નાપત થાય તો પછી કાચના વાસણની પેઠે સાંધવી કઠણ છે. પોતાના સહાધ્યાયી અગર સમધર્માર્થીઓની સાથે સોબત રાખ્યાથી ઇષ્ટ હેતુ જલદી સિદ્ધ થાયછે વાસ્તે સંગત કરવી તે જોઇ મન સ્વાધીન રાખી કરવી.

શ્રોત્ર(કાન), ત્વક ( ચામડી), ચક્ષુષ (આંખો), જીવ્હા (જીભ), નાસિકા( નાક ) એ પાંચ જ્ઞાનેંદ્રિયો છે અને પાયુ ( ગુદ ), ઉપસ્થ (શિશ્ન ),હાથ, પગ, અને વાચા એ પાંચ કર્મેંદ્રિયો છે. અને અગિયારમું મન તે બન્નેમાં રહેલું છે. વાસ્તે જો મન જીતાયું તો દશેંદ્રિઓ જીતાઇ સમજવી; અને તેજ જીતેંદ્રિય કેહેવાય છે. જેનું મનપોતાને સ્વાધીન નથી તે બીજાને શું સ્વાધીન કરી શકે! વાસ્તે મન સ્વાધીન રાખવાનો અભ્યાસ રાખવો.

**આર્ય પૂર્વજો આ વિદ્યાર્થી વયનું કેટલું મહત્વ સમજતા!**

આ વચનો એક ક્ષણ પણ ઘણોજ મહત્વનો ગણતા. કોઇ પણ પ્રકારે વિદ્યાભ્યાસમાં અંતરાય ન આવે એવા બધા નિયમો તેમણે કરેલાછે. વિદ્યાર્થીને અભ્યાસમાં અંતરાય ન આવે એટલા વાસ્તે સૂતક ( મૃતાશૌચ ) પાળવાની મનાઇ છે. મનુસ્મૃતિના અધ્યાય ૫ માં શ્લોક ૯૩માં કહ્યું છે કેઃ —

**न राज्ञमघदोषो ऽस्ति व्रतीनां च सत्रिणाम्॥**

રાજા અથવા બ્રહ્મચારી ( વ્રતી ) તેમજ યજ્ઞ કર્ત્તા જ્યાં સુધી પોતાના કામમાં રોકાએલો હોયછે ત્યાં સુધી તેમને પોતાના સપિંડના મરણના સૂતક ( મૃતાશૌચ ) નો દોષ લાગતો નથી. એવી એવી ધર્માજ્ઞાઓ છતાં હાલ જો કોઇ વિદ્યાર્થી અને શાળા માસ્તરો સૂતકનો બાધ ન ગણે તો ગેરમાહિતીને લીધે કેટલાક તેમને સુધરેલા એટલે ધર્મભ્રંષ્ટ ગણે છે.

અહાહા! આપણા પૂર્વજોએ જે જે નિયમો કરેલાછે, તે બધા જેમ જેમ વિચારિએ તેમ તેમ તેમાં ઓર ખુબીજ નજરે આવતી જઇ કેટલો આનંદ તથા તે મહાત્માઓ વાસ્તે કેટલી પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે! તેની સાથેજ એ મહાત્માઓની આજ્ઞાનો અનાદર કર્યાથી આપણા દેશની હાલની થતી જતી સ્થિતીનું ઉડાશી ચીત્ર નજર આગ ઉભું રહી કેટલો ખેદ થાયછે!!

કુમળું ઝાડ જેમવાળીએ તેમ વળેછે, તેપ્રમાણે માણસને જે ટેવ નાની ઉમરમાં પડે તેજ મોટ પણે રહે; નાની વયમાંજ ઉત્તમ ગુ-

ણની ટેવ પાડવી જોઇએ; વાસ્તે માણસે હંમેશ વર્તવાના યોગસૂત્ર માં જે પાંચ યમના નિયમો અને પાંચ નિયમના નિયમો કહ્યા છે તે કહુછું :-

**तत्राहिंसा सत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहा यमाः ।**

અને

**शौचसंतोषतपः स्वाध्यायेश्वरप्राणिधानानि नियमाः ।**

એટલે—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ એ યમ અને શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એટલે ઈશ્વર ભક્તિ એ નિયમ.

એનો ખુલાસો નિચે પ્રમાણે:—

અહિંસા—એટલે કોઇ પણ પ્રાણીને શરીર વાણી અગર મને કરી ન દુખવવું.

સત્ય— યત્ને કરી નિરંતર સત્ય ભાષણ કરવું.

અસ્તેય —જે ચીજનો કોઇ માલીક હોય તેના ધણીની રજા વગર ન લેવી કે નહી વાપરવી. ( ચૌર્ય )

બ્રહ્મચર્ય– એટલે ઉપસ્થેંદ્રિયને પોતાના કબજામાં રાખી વીર્યનું રક્ષણ કરવું તે બ્રહ્મચર્ય કેહેવાય છે, જેથી કામવિકાર ઉત્પન્ન થાય એવી વસ્તુઓ પ્રયત્ને કરી વાપરવી નહીં, તેમજ તેવા સ્થલમાં જવું નહી તેવી વસ્તુ તરફ ન જર ન કરવી. તેનું મનમાં ચિંતન પણ કરવું નહી

સારાંશ જેથીફરી મન ચલિત ન થાય એવીરીતે વર્તવું.કારણ મુખ્ય વી-ર્ય છે, તેથીજ શક્તિ,પરાક્રમ છે, તે વીર્યની રક્ષા આજન્મ મરણપર્યં-ત કોઇકજ કરી શકે છે પરંતુ વીસ પચીસ વરસની ઉમર સુધી વીર્ય પ-રિપક્વ થાય ત્યાં સુધી નિદાન ગ્રામ્ય ધર્મમાં પ્રવૃત થવું નહીં. જેમ-કુવામાં પાણીનો ઝરો લાગતાજ જો તે પાણી વાપરવા લાગીએ તો તે-ન પોહોંચે, પણ સંચય થવાદઇ પછી વપરાસમાં લીધું હોય તો તે ઘણા-દિવસ પોહોંચે, તેજપ્રમાણે સોળ સતર વરસની ઉમરમાં વીર્ય ઉત્પન્ન થતાજ જો તેનો નિકાસ થાય તો અર્થાત તે ઘણા દહાડા ન પોહોંચે અને એવા ખાલી શરીરમાં રોગનો પ્રવેશ તરત થાય, અને તેથી આયુષ્ય ટુકું થાય; જેવી રીતે કાચું ફળ તોડયું હોય તો તેમાં મિઠાસ હોતી નથી અને તેનું બીજ પણ ઉગે નહી અને કદાચ ઉગે તો તે ઝાડ નિર્જીવ થાય. અને તેને ફળપણ એવું સ્વાદરહિત આવે. તેજ પ્રમાણે કાચાવીર્યથી થનાર પ્રજા અશક્ત, નિર્બળ થાય તેનાથી મેહે-નત થાય નહી, તેનું મગજ ખાલી રહે, સદા રોગી રહે. એવી પ્રજા-થી દેશનું દારિદ્ર શું ભાંગવાનું છે ! હાલ બ્રહ્મચર્ય ન પાળનારા વિ-દ્યાર્થી પોતાનું અને તે સાથે દેશનું સર્વોપરિ નુકસાન કરે છે. જે કેટ-લાક જ્ઞાનશુન્ય નર પશુઓ ચિત્તશમનાર્થ કેટલાક વિરૂદ્ધ અનુચિત કર્મઆચરેછે, તેઓતો પોતાનું મોત જલદીઆણેછે. વિહિત યોગકરતાં વિરૂદ્ધ આચરણથી વીર્યપાત બમણો થઇ તેવાઓના શરીરાવયવો જલદી ઢીલાપડી જાયછે. અને તેઓને ક્ષય રોગથઇ હાથ પગ ઘસ-ડી મરી જાયછે, એવાત સિદ્ધ થઇ ચુકી છે. હવે હાલની રીત પ્રમાણે

નાનપણના વિવાહથી કેટલાક વીસ પચીસ વરસની ઉમર પેહેલા સંસાર ધર્મમાં* લાગેછે, પરંતુ તેથી બ્રહ્મચર્ય વ્રતનો ભંગ થાય છે.

---

+ ૧ સ્વસ્રીસંયોગથી વ્યભિચાર દોષ થતો નથી પરંતુ બ્રહ્મચર્યવ્રતનો ભંગ થાયછે. ને તેથી વીર્યનો નાશ થતા શારિરીક તથા આત્મિક ઉન્નતિનો નાશ થાય- માટેજ શારંગધર પદ્ધતીમાં કહ્યું છે કે:—

> बालो वृध्दो ऽन्यवे गार्तो रोगी च न व्रजेत्स्त्रियः ।
> क्षुधितः क्षुब्धचित्तश्च मध्यान्हे तृणितोऽबलः ॥
> स्थितस्य हानि शुक्रस्य वायोः कोपं च विदति ।
> व्याधितस्य रुजा प्लीहा मूर्च्छा मृत्युश्च जायते ॥

અર્થ-વીસ વર્ષની અંદરના બાળક સીતેર વર્ષની ઊપરનો વૃદ્ધ, અથવા પેશાબની હાજત થયેલો, તેમજ નબળો તથા રોગી એટલાએ સ્રી સંયોગ કરવો નહી. તેમજ ભૂખ તથા તરસ લાગી હોય તેવે વખત અથવા ચિત્ત વૃત્તિ અસ્વસ્થ હોય [illegible]ને મધ્યાન્હ સમયે એટલે વખત સ્રી સેવન કરવી, નહી છતાં જો કરે તો તેથી શુક્રની હાની થઇ વાયુનો પ્રકોપ થાયછે. ને રોગી માણસને, તો તેથી બરળનીગાંઠ અથવા મૂર્ચ્છાનો રોગ થાયછે એટલા માટેજ મહાત્મા રૂષીમુનિઓએ સ્રી સેવનના નિયમ બાંધ્યા છે તે નિયમો વિશે આયુર્વેદના જ્ઞાતા ભાવ મિશ્ર પોતાના ભાવ પ્રકાશ નામના ગ્રંથના પૂર્વ ખંડના પ્રથમ ભાગમાં લખે છે કે:—

> आयुष्मन्तो मन्द रावः वर्ण बलान्वितः ।
> स्थिरो पचित मांसाश्च भवंति स्त्रिषु संयुता ॥

અર્થ- સ્રિયોને વિશે નિયમોથી વર્તનારા પુરૂષ આયુષમાન ( લાંબી

આગળ ચાલુ.

અપરિગ્રહ—દાન ન લેવું એટલે કોઇની પાસેથી કાંઈ

સાંધણ પાન ૪૨ ઉપરથી

જીંદગી વાળો ) મંદજરા ( લાંબે કાળે વૃદ્ધાવસ્થા ) વાળો, તેમજ શરીર, વર્ણ તથા બળે કરીને યુક્ત હોઇને સ્થીર વૃત્તિ, વૃદ્ધિ પામેલા માંસવાળો થાયછે. અનેઃ—

शूलकासज्वरश्वासकार्श्य पांड्वामयक्षयाः ।
अतिव्ययायाज्जायन्ते रोगाश्चाक्षेपकादयः ॥

અર્થ—સ્ત્રી સેવન ઘણું કરવાથી શરીર હીન વીર્ય થઇને પછી બળ, કાસ (ઉધરસ ) જવર ( તાવ ) શ્વાસ ( દમ ) કૃષતા ( નબળાઇ ) પાંડુ રોગ ( શરીર ફીકું થઇ જાયછે તે ) ક્ષય તથા આચકી આદિવાતરોગ થાયછે. માટે સમજુ પુરૂષે નિયમીત સ્ત્રી સેવન કરવુ તે વિશે પ્રમાણઃ—

त्रिभिस्त्रिभिरहोभिर्हि समेयात्प्रमदां नरः ।
अन्य[illegible] धर्मन्तु पक्षात् पक्षात् व्रजेद्बुधः ॥

અર્થ— સમજુ પુરૂષે ઉનાળા શિવાયની સર્વ રૂતુઓમાં દરત્રણ દિવસની અંદર સ્ત્રી સેવન કરવી નહી ને ઉનાળા[illegible]દર પંદર દિવસની અંદર સ્ત્રી સેવન કરવી નહીજ તેમાં પણ એટલુ ધ્યાન રાખવું કે

उपेयात् पुरुषो नारी सन्ध्या योने च पर्वसु ।
गोसर्ग चार्ध्द रात्रे च तथा मध्यदिनेपि चः ॥

અર્થ—સવારે, સાંજરે, પુનમને દિવસે, અમાસને દિવસે, કોઇ પણ દિવસની પાછલી રાત્ર અથવા મધ્ય રાત્રીએ, તેમજ દિવસના મધ્યાન્હકાળે સ્ત્રી સેવન કરવી નહી. આ જગોએ કેટલાક આર્યવિદ્યાથી અજ્ઞાત સુધારા વાળા એવી શંકા લેશેકે અમાસ તથા પુનમને દિવસે મના કરવાનુ કારણ શું? તો તેનો ઉત્તર એટલોજ કે એ બંને તીથીઓમાં સૂર્ય ચંદ્ર અને પૃથ્વી સીધી લીટીમાં આવતા હોવાથી તેનું આકર્ષણ વધારે હોય છે તેથી સ્ત્રીસેવનના યોગથી હીનબળ થયેલા શરીરપર તે આકર્ષણની અસર થવાથી શરીર વિશેષ નિર્બળ થાય છે માટે એ તીથીઓમાં વર્જ કરેલીછે. એજ આકર્ષણના કારણથી માંદા માણસને એ તીથીઓ ભારે

મફતન લેવું કે ન કોઇનું કાંઇ મફત ભોગવું પોતાને જે મેહેનતથી મળતું હોય તેટલામાંજ ગુજરાન કરવું અને વધુ મેળવવા વિદ્યા ગુણ ઇત્યાદિ પ્રયત્ને કરી સંપાંદન કરવું. શુક્રનીતીનો ૩ જા અધ્યાયમાં કહ્યુછેકેઃ—

**क्षणशः कणशश्चैव विद्यामर्थंच साधयेत्॥**
**न त्याज्यौ तु क्षणकणौ नित्यं विद्याधनार्थिनम् ॥**

અર્થ—ક્ષણ તથા કણથી વિદ્યા ( અનેક પ્રકારનું જ્ઞાન ) તથા ધન સંપાદન કરવા માટે વિદ્યા તથા ધન ઇચ્છનારે એક ક્ષણ જેટલો કાળ અને કણ ( દાણાનો ) ફોગટ જવા દેવો નહી.+ વિદ્યા અને લક્ષ્મી એક બીજાની સહાયકારિણી છે.

---

સાંધણ પાન ૪૩ ઉપર થી

ક્ષા હોયછે એ સહુ કોઇ જાણેછે. એવી રીતે આર્ય પૂર્વજોએ કોઇ પણ નિયમ વ્યર્થ કરેલા નથી. તદનુસાર વર્તનારા આપણા પૂર્વજો દિવસે દિવસ વધારે સશક્ત થતા જતા અને હાલઉક્ત નિયમો તરફ દુર્લક્ષ્ય થયાથી પ્રજા દિવસે દિવસ નિર્બળ થઇ જાયછે. સ્વસ્ત્રીને ઠેકાણે રૂતુકાળેજ ગમન એ પણ બ્રહ્મચર્ય કેહેવાય છે'

× સંસાર પ્રપંચ પૈસાથીજ ચાલેછે. વાસ્તે તે મેળવવા તરફ અને મેળવી રીતસર ખરચ કરી સંચય કરવા તરફ લક્ષ્ય રાખવું. મળેલું હોયતે કાટ કસરથી નિત્ય કાર્યા કારણ વાપરી સંચય કરતા રેહેવું. પોતાની ચીજ વસ્તુ સાચવવાની દક્ષતા રાખવી. તેમ પાત્રાપાત્ર જોઈ પરોપકાર કરવામાં. દેશહિતાર્થે ધર્મકામમાં ઉદાર બુદિધ રાખવી. દુનીયામાં સહુ પૈસાના સગાછે, અને બધા વેશ આવેછે પણે પૈશાના વેશ આવતો નથી. ખરચમાં આજે દીવાળી

આગળ ચાલુ.

**શાચ**- સ્વચ્છતા, સુઘડતા.

**સંતોષ**-પ્રારબ્ધ કર્મથી જે પ્રાપ્ત થાય તેમાં રાજી રેહેવું તે.

૮ **તપ**-પાછળ કહેલી પાંચ કર્મેંદ્રિયો અને પાંચ જ્ઞાનેંદ્રિયો તથા અગીયારમું મન એ અગીયારને પોતાના સ્વાધીન રાખવા તેજ તપ.

**સ્વાધ્યાય**—નિરાલસ્ય પણે ઐહિક અને પારમાર્થિક સુખસાધનના કૌશલ્ય ઈ. સંસારોપયોગી બાબત સંબંધી અને ધર્મસંબંધી, નીતિ સંબંધી પુસ્તકો હમેશ જોતા રેહેવું. એથી માણસ બહુ શ્રુત બને-છે, અને તર્કબાજ, ધુર્ત, વ્યવહારજ્ઞ, અનેક વિષયમાં માહિતગાર થાયછે. સારાંશ વિદ્યાવિશેજ હવ્યાસ અનેઅભિરૂચિ રાખવી.

ઇશ્વિર પ્રણિધાન—એટલે ઇશ્વિરભક્તિ. સર્વવ્યાપક, જગન્નિયંતા, જેનાથી આસકળ જગત ઉત્પન્ન થઇ જેને આધારે ચાલેછે, આ જગતમાંની વસ્તુ માત્ર જેના આધીન છે અને પ્રલયકાલે આ સકલ જગત પાછું જેનામાં સમાઇ જાય છે એવો જગત્પતિ, પરમ કૃપાળુ પરમેશ્વર તેને ઠેકાણે હમેશ અત્યંત પ્રીતિભાવ રાખી ખાતા પીતા બેસતા ઉઠતા ઈ. પ્રત્યેક કામમાં પગલે પગલે તેને સ્મરતા જઈ તેનો ઉપકાર માનતા જવું. તે શાંતિ કરનારં વાસ્તે તેને કોઈ શંકર, કલ્યાણદાયક વાસ્તે શીવ, વિશ્વ વ્યાપક વાસ્તે વિષ્ણુ, સર્વ વ્યાપક

---

સાંધણ પાન ૪૪ ઉપરથી

**કાલે ફાગણ એમ ખરચ કરવાની ટેવ ન રાખવી. વાસ્તે નાનપણથીજ વિચારી ખરચ કરવાની ટેવ રાખવી.**

વાસ્તે બ્રહ્મા, જગતનો આદિકર્તા વાસ્તે આદિપુરૂષ એવા અનેક નામથી બોલાવે છે. તેજ મનુષ્યને યશદાતા, બુદ્ધિદાતા અને રક્ષણ કરતા છે.

આ પ્રમાણે મનુષ્યે નિત્ય ધ્યાનમાં રાખવાના પાંચ યમ અને પાંચ નિયમ યોગસૂત્રમાં કહ્યાં છે.

સારાંશ ભાઇઓ આર્ય એટલે સર્વપરિશ્રેષ્ટ એટલે જે રૂપે રંગે પરાક્રમે કરી શ્રેષ્ટ, જેમના ઇશ્વરભકિત, જ્ઞાનધર્મ, વર્તનનીતિ, રીત રીવાજ શ્રેષ્ટ, જેમનીબુદ્ધિ ગુણ શ્રેષ્ઠ ઇત્યાદિ જે સર્વ વાતે શ્રેષ્ટ, સભ્ય સત્વગુણી તેજ આર્ય કેહેવાય, અને એ બધું સંપાદન કરવાનો મુખ્ય સમય વિદ્યાર્થી વય અને સાધન બ્રહ્મચર્યના નિયમોનું પાળવું એજછે. તેથી " સત્વગુણીઆર્ય " એવી જે જગત્પ્રસિદ્ધ [illegible] તાપી નામરૂપી જહાગીર આપણ પરાક્રમી પૂર્વજોએ આપણા વાસ્તે સંપાદન કરી મુકી છે તે આપણે આપણા આચારવિચારથી પૂર્વજાભિમાન રાખી ખો[illegible] ન જોઇએ. અને એ આર્ય નામના અર્થ પ્રમાણે સાત્વિક ગુણસંપત્તિ સાધન જાણી તે પ્રમાણે વર્તવુ જોઇએ. શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૧૬ શ્લોક ૧ તે ૩ સુધીમાં એ દૈવી સંપત્તિ અથવા દેવ યોગ્ય સંપત્તિ એટલે સાત્વિક ગુણ સંપત્તિ નીચે પ્રમાણે કહીછે.

**अभयं सत्वसं[illegible] [illegible]नयोगव्यवस्थितिः ॥**
**दानं दमश्च यज्ञश्च स्वाध्याय [illegible]प [illegible] ॥ १ ॥**

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ॥
दयाभूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजःक्षमाधृतिः शौचमद्रोहोनातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

અર્થ:—

१ अभय— નિર્ભયતા, ધીટપણું.

२ सत्व संशुद्धिः— ચિત્તની પ્રસન્નતા.

३ ज्ञानयोगव्यवस्थिति — જ્ઞાનયોગ ઉપરનિષ્ઠા, વિદ્યા-કલા કૌશલ્ય, તત્વજ્ઞાનઈ૦ અનેક પ્રકારનું જ્ઞાન મેળવવાનો હ્ન્યા-સ.

४ दान— દેશહિત, ધર્મ કૃત્ય, સાર્વજનિક કામ, સામાજીક કામ ઇત્યાદિમાં મદત, વિદ્યા કલા કૌશલ્ય [illegible]દિ ગુણના ઉતેજ-નાર્થ મદત, અથવા અપંગ, દીન, ક્ષુધિત, દરિદ્રી એવા મનુષ્યને મદત, ઇત્યાદિ પાત્રાપાત્ર વિચારી સંરક્ષણ બુદ્ધિથી જે આપવું તે દાન.

५ दम— બાહ્યેંદ્રિયોનું નિયમન, બાહ્યેંદ્રિયોને વશ રા-ખવી તે.

६ यज्ञ—વૈશ્યદેવ ઇત્યાદિ કરવાનો નિત્ય નૈમિતિક યજ્ઞ કરવો.

૭ स्वाध्याय—વિદ્યાકલા કૌશલ્ય ઇત્યાદિનું તેમજ ધર્મ સંબંધી જ્ઞાન દરરોજ થોડું ઘણું પણ મેળવતા જવું તે સ્વાધાયાય કહેવાય છે.

૮ तप— બ્રહ્મચર્યાદિ નિયમ પાળવા તે.

૯ आर्जव—અવક્રતા, સરળ વર્તણુક.

૧૦ अहिंसा— કોઈ પણ પ્રાણીને કલેશ થાય તેમ ન કરવું.

૧૧ सत्य— સત્ય બોલવું, સત્ય વર્તવું.

૧૨ अक्रोध— ક્રોધરહિતપણું.

૧૩ त्याग—દુર્ગુણ તજવા,

૧૪ शांति—શાંતિ,

૧૫ अपैशुन—બીજાની પાછળ તેના ગુણ દોષ ન કાઢવા, ચહાડી ન કરવી; નિંદા ન કરવી.

૧૬ दयाभुतेषु—પ્રાણીમાત્ર ઉપર દયા.

૧૭ अलोलुप्त्व—વિષયનું સન્નિધાન થતાં મન વશ રાખી ઇંદ્રિયોને વિકારન થવા દેવો, એટલે દશ ઇંદ્રિયોમાંથી કોઇનું પણ જોર થાય તો પણ તેને [illegible] નહીં, અતિ લોભ ન કરવો. અતિ લાલુસા ન કરવી.

૧૮ मार्दव—મૃદુત્વ, નમ્રતા, મૃદુ ભાષણ અને સૌમ્ય કર્મ.

૧૯ ह्री—અકર્તવ્યમા પ્રવૃત્ત થવા વિશે લોક લજ્જા, જન-લજ્જા.

२० अचापल—વ્યર્થ ઉદ્યોગ શહિત્ય, વ્યર્થ વખત ન ગુમાવ-
વો.

૨૧ तेज—પ્રૌઢતા, પોતાનું વજન રાખી રેહેવું

२२ क्षमा—હમેશ સારાસાર વિચારપૂર્વક ક્ષમાશીલ
સ્વભાવ રાખવો.

२३ धृति— ધૈર્ય. કોઇ પણ કામમાં ન ડગવું.

२४ शौच— શુચિર્ભૂતતા. સ્વચ્છતા અંતર્બાહ્ય શુદ્ધતા. લુગડા
વગેરે જાણસો રાખવામાં ટાપ ટીપ, સુઘડતાઈ

२५ अद्रोह— કોઇનો પણ દ્વેશ અથવા દ્રોહ ન કરવો કોઈને ત્રા
સ ન આપવો.

२६ अतिमानिता—મિથ્યાભિમાન ન રાખવો.

આબધા ગુણ દૈવી અથવા દેવયોગ્યસંપત્તિના એટલે સ-
ત્વગુણી માણસના જાણવા.

ઉપર કહેલા વર્તણુક સંબંધીના પે[illegible]લથી તમામ નિયમો ચારે
વર્ણના વિદ્યાર્થીઓને પાળવાના છે, ત[illegible] તે ગૃહસ્થાશ્રમમાં પણ
ઘણા અવશ્યના છે. ત્યારે મારા ભાઇએ [illegible]ર્વ મનુષ્ય જન્મ સુ-
ધારવાનું સાધન જે વિદ્યાર્થી વય તે હીજ [illegible]રૂં છે વાસ્તે આઉપલા
બધા નિયમો તરફ તમારા પોતાના તથા આપણા પ્રીય આર્યાવર્તના
ભલા ખાતર અવશ્ય લક્ષ્ય આપવું જોઇએ. કારણ કેઃ—

उद्योगः साहसं धैर्यं बलं बुद्धिःपराक्रमः ।
षडेते यत्र वर्तंते तत्रदेवःसहायकृत् ॥

योगवासिष्टस्य मुमुक्षु प्रकरण

ઉદ્યોગ, સાહસ, ધૈર્ય, બળ, બુધ્દ્ધિ, પરાક્રમ, આ છ જ્યાં હોય ત્યાં દૈવ સહાયકારી છે.

છેવટ આ નિબંધ લખવામાં મને જેણે માહિતી આપી તેનો આભાર માની પરમ કૃપાળુ જગન્નિયંતા પરમેશ્વર પાસે માગું છું કે, મારા વિદ્યાર્થી બંધુઓને પોતાની તથા અમારા પ્રીય આર્યાવર્તની ઉન્નતી ખાતર તે પરમન્યાયકારી પરત્મા સદ્બુધ્દ્ધિ આપો.

## ईश्वरप्रार्थना.

ओ३म् सोम गीर्भिष्ट्वा वयं वर्ध्दयामो वचो विद सुमृळीको न आविश:॥

ऋ. १। ६। २१। ११॥

ॐ म् शांतिः शांतिः शांतिः

હે સોમ એ [illegible] પાદકેશ્વર! આ ને "वचो विद:" શાસ્ત્ર વિત્ સ્તુતિ સમૂહથી અ [illegible]:" સર્વોપરી વિરાજમાન કરી એછીએ "सुमृळो को न [illegible]विशः કેમકે અમને સુંદર સુખ દેનાર આપજ છો, વાસ્તે આ [illegible] કરી અમને આવેશિત કરો, કે જેથી અમે અજ્ઞાનાંધ:કારથી છુટી વિદ્યા સૂર્યને પ્રાપ્ત થઇએ અને સદા આનંદ ભોગવીએ! अस्तु तथास्तु.

श्रीशंकर.

# શુધ્ધિપત્ર.

| પાન. | ઓળ. | અશુધ્ધ. | શુધ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૨ | પ્રાત્પ | પ્રાપ્ત |
| ૨ | ૧૫ | માણુસનો | માણુસ જો |
| ૩ | ૪ | મહત્વ | મહત્વાના |
| ,, | ૧૫ | સ્વાભાવિ | સ્વાભાવિક |
| ૪ | ૬ | બ્રહ્મચારી | બ્રહ્મચારી |
| ,, | ૭ | વ્રંતી; | વ્રતી, |
| ,, | ૧૬ | નિર્લોભી | નિર્લોભી |
| ૫ | ૭ | ગૃહસ્થશ્રમીયોના | ગૃહસ્થાશ્રમીયોના |
| ૬ | ૬ | વૈ | |
| ૧૦ | ૯ | અવું | એવું |
| ૧૧ | ૧૮ | બન્નો | બન્ને |
| ૧૨ | ૧૬ | કામ ધંધામાં | કામ ધંધામાંથી |
| ૧૫ | ૧ | આનદકારી | આનંદકારી |
| ,, | ૫ | સંધ્યા- | સંધ્યા- |
| ૧૮ | ૧૭ | વશ્રાંતિ | વિશ્રાંતિ |
| ૨૧ | ૧૭ | વચારતા | વિચારતા |
| ૨૩ | ૧૩ | વૈધશાસ્ત્ર | વૈધકશાસ્ત્ર |
| ૨૪ | ૧૭ | પઢતા | પડતા |
| ૨૯ | ૧૦ | હામે | હાથમાં |
| ૩૦ | ૨ | ગ્રંથે | ગ્રંથો |

| | | | |
|---|---|---|---|
| ,, | ૩ | લાગો | લાગે |
| ૩૧ | ૫ | ત્રાતમાત્મનઃ | વ્રતમાત્મનઃ |
| ,, | ૧૫ | નિધષે | નિષેધ |
| ,, | ૧૬ | બધારણો | બંધારણો |
| ૩૩ | ૧૩ | શુખ | સુખ |
| ૩૩ | ૨૦ | તમાશ | તમાશા |
| ૩૫ | ૧૯ | એબધાનું આહાર | એબધાનું નામ આહાર |
| ૩૭ | ૩ | ઝાઝો | ઝાઝો |
| ૩૭ | ૨૦-૨૧ | પેહરનારનારને | પેહેરનારને |
| ,, | ૨૧ | પરસેવાવળા | પરસેવાવાળા |
| ૩૯ | ૧૭ | ઉડાશી | ઉદાસી |
| ,, | ૧૮ | આગ | આગળ |
| ૪૨ | ૧૭ | ભાવ મિશ્ર | ભાવમિશ્ર |
| ૪૩ | ૧૦ | આદિવાતરોગ | આદિ વાતરોગ |
| ,, | ૨૬ | ગથીઓમાં | તીથીઓ |
| ,, | ૨૭ | ભરે | ભારે |
| ૪૪ | ૨૨ | પણે | પણ |
| ,, | ,, | પશાના | પૈશાનો |
| ૪૫ | ૧ | શાચ | શૌચ |
| ૪૬ | ૩ | કત્તા | કર્ત્તા |
| ૪૬ | ૧૨ | આપણ | આપણા |
| ૪૬ | ૧૩ | આચારવિચાર | આચારવિચાર |
| ૪૭ | ૮ | જ્ઞાનયોગ ઉપરનિષ્ઠા | જ્ઞાનયોગઉપર નિ |
| ૪૮ | ૨ | સ્વાધ્નાનાય | સ્વાધ્યાય |
| ,, | ૮ | અક્રોધ | અક્રોધ |

# જાહિરાત.

આ ચોપડી વડોદરામાં નીચેના ઠેકાણે મળશે.

રાવપુરા— વડોદરા વત્સલ છાપખાનામાં.

„ ખજે કંપનીના દુકાને.

„ ફતેસીંગ છાપખાનામાં.